પ્રથમ આવૃત્તિ

ઇ. સ. ૧૯૪૭

મૂલ્ય
રૂા. ૪-૮-૦

તા ૧૫-૫-૪૭



પ્રકાશક : શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિંટિંગ વર્ક્સ
રાવપુરા, વડોદરા

મુદ્રક અને મુદ્રણસ્થાન : ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા
શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિંટિંગ વર્ક્સ-વડોદરા

# અ ર્પ ણ

દ્વારામતીના સાગરતરંગને

કે જેના સ્વરે

યુગદ્વાપરની સંધ્યાએ બજ્યા'તા

કૃષ્ણ કલ્યાણ રાગ.

## આ લેખકનાં પુસ્તકો

: પ્રકટ :

૧ મેંદીનો રંગ

૨ રૂપલાલસા

૩ નિત્યપ્રિયા

૪ रामप्रज्ञाभिनिष्क्रमण ૧ ( ડોલનશૈલી )

૫ ,, ,, ૨ ( ડોલનશૈલી )

૬ મધુપ

૭ રાસરમણમ્ ( રાસ અને કાવ્યો )

૮ ગામડાની ગોરી ( ડોલનશૈલી )

૯ રાજવાસંતી ( ,, ,, )

૧૦ માનસરના મોતી ( બે ટૂંકી વાર્તા )

૧૧ યોગેશ્વર કૃષ્ણ ગોકુલેશ ( ડોલનશૈલી )

૧૨ ,, ,, રાસેશ ( ,, ,, )

૧૩ ,, ,, મથુરેશ ( ,, ,, )

૧૪ ,, ,, દ્વારિકેશ ( ,, ,, )

૧૫ ,, ,, ગીતેશ ( ,, ,, )

૧૬ ,, ,, યોગેશ ( ,, ,, )

૧૭ પ્રણય-રાસ-બંસરી

— અપ્રકટ —

૧૮ રોશનાઇ ( ટૂંકી વાર્તાઓ )

૧૯ પ્રણય-નેયા

૨૦ અને આવતી કાલે

૨૧ મારો એકરાર-૧

૨૨ પ્રણય-એકરાર-૨

૨૩ પ્રેમનો સાર

૨૪ પ્રેમયોગી ( ડોલનશૈલી )

૨૫ અમૃત-મંથન ( ,, ,, )

૨૬ મંદાકિની

૨૭ અનામિકા

૨૮ દિગ્ધર

૨૯ મનસા

# એક બોલ

વાંચનાર ! ડોલનશૈલીમાં રામપ્રવાસિનિષ્ક્રમણના બે ભાગ ક્રમે ક્રમે બહાર પાડ્યા એને રામભક્તોએ ને રસજ્ઞ વિદ્વાનોએ આશિષ્યા

પછી એનાથી પ્રોત્સાહિત બનીને 'યોગેશ્વર કૃષ્ણ' ના છ ભાગ—ગોકુલેશ, રાસેશ, મથુરેશ, દ્વારિકેશ, ગીતેશ ને યોગેશ—બૃહદ્ ગુજરાત સમક્ષ રજૂ કરું છું.

શ્રી કૃષ્ણજીવનની અનેકવિધ સંપત્તિએ સૈકાઓ લગી આર્યાવર્તને પ્રેરણા આપી છે ને હજીયે આપશે એ નિઃસંશય છે.

> यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
> परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
> धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

**પ્રથમ ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગોકુલેશ :** યુગ દ્વાપરની અંધારરાત્રિ વિદારવા ને પૃથ્વીએથી પાપીઓનો ભાર ઉતારવા શ્રાવણ વદ અષ્ટમીની મેઘલી રાતે એ મથુરાના કંસના કારાગૃહે જન્મ્યો : અને પિતા વસુદેવ ને જન્મદાત્રી દેવકીને અંતરપ્રેરણા દઇ ગોકુલ-ગમન કર્યાં.

પછી તો એ આનંદસ્વરૂપ કનૈયાની બાળલીલાએ સારાયે ગોકુલ ગામને ઉલ્લાસને હેલે ચડાવ્યું.

યમુનાજીના કાંઠડે એ ગાયોના ગોવાળે ધેનુ ચરાવી, મહી-માખણ ખાધાં ને અનિષ્ટ તત્ત્વોથી ગોકુળિયાને ઉગાર્યું.

પછી ભ્રખુભાનતનયાનાં મિલન થયાં. રાધિકાજી સખીઓ સંગે પાણીડાંએ પધારતી તે જાણે આભનો ચંદ્ર ધરતીએ ચાલતો લાગતો ને સખીઓ તારાગણ શી શોભતી.

રાધિકાજી ભાગવતમાં નથી, પણ દેવીભાગવતમાં, કૃષ્ણ ઉપનિષદમાં અને પદ્મપુરાણમાં છે, વળી વેદોમાં પણ **राधस्** શબ્દ વપરાયો છે, **राधस्** એટલે આરાધના.

અને એ કૃષ્ણ-આરાધિકા રાધિકાજીને મેં કૃષ્ણજીવનમાં શૃંગારે ગૂંથી છુપાયેલું આધ્યાત્મિક રહસ્ય દાખવવાનો પ્રયાસ કર્યો છે. **योगिभिर्ध्यानगम्यम्** એવા યોગીઓના ઇશ્વરનું—યોગેશ્વર તત્ત્વનું—મેં આખીયે કથામાં અધિષ્ઠાન રાખી શૃંગારને સ્પર્શ કર્યો છે.



**બીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—રાસેશ :** ગુજરાતના રસિક કાવ્યમર્મજ્ઞો ! કનૈયાના વૃંદાવનના રાસ ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં પ્રથમ વાંચનાં શૃંગારમય ભાસે છે, પણ વેદો ને ઉપનિષદોના અધ્યયન પછી આપણને જાણ થાય છે કે એ રૂપક છે. વેદ ઉપનિષદનાં ગૂઢ તત્ત્વો સમજવાની કોટીએ નહીં પહોંચનારને માટે ભક્તિરસ દ્વારા જ્ઞાન મેળવવાનું શ્રીમદ્‌ભાગવત શ્રેષ્ઠ સાધન છે.

'યોગેશ્વર કૃષ્ણ : રાસેશ 'માં ' રાધાનો સ્વમસંસાર ', ' પ્રાણેશ્વરનાં પ્રકટ દર્શન ', **सोऽहम् श्याम** ને ' રાસપંચાધ્યાયી ' એ પ્રકરણોમાં રાધા-તત્ત્વને મેં જુદી જ દષ્ટિએ આલેખવાનો પ્રયાસ કર્યો છે.

રાસ-રાસેશ્વરી રાધિકાની નેત્રપલ્લવી કૃષ્ણ-રાધાનાં અદ્વૈતનું સાધન હતું. કનૈયો યમુનાકાંઠે વેણુ બજાવતો એ સુણી કંકણરણકારે વ્રજાંગનાઓ યમુનાકાંઠે જતી. પછી એક દિ' કૃષ્ણે મુરલી દ્વારા **સામવેદનું** સંગીત રેલવ્યું ને રાધિકાજીને સંગે વ્રજાંગના-રાસ રેલવ્યો ને છ...છ...માસ આભે થંભાવ્યો ચંદ્રમાને.

સમાધિસ્થ કૃષ્ણ-ગોપીઓના રમણનો એ હતો અનંત રાસ. એ રાસની ઉચ્ચ કક્ષાએ વ્રજાંગનાઓને ઉડાડયા પછી શ્રીકૃષ્ણ અવતરણનાં કાર્ય કરવા વૃંદાવન છોડતા હતા.

શ્રીકૃષ્ણ મથુરા ગયા પછી રાધિકાજીનું શું થયું ? એ વિષે કૃષ્ણોપનિષદ્, પદ્મપુરાણ, દેવીભાગવત વગેરે મૌન સેવે છે. એ મૌન મને નથી રુચ્યું; અને તેથી સ્વયં રાધિકાજી વૃંદાની માળા કૃષ્ણકંઠે અર્પે ને પછી કૃષ્ણના મથુરાગમને રાસેશ્વરી રાધિકા **रसो वै सः** ના કંઠે અર્પેલી તુલસીની માળાએ સમાઇ જાય, એ ભાવના મેં યોજી છે.

કૃષ્ણ વિનાના ગોકુળમાં કેમ રહી શકે રાધારાણી ! રાધિકાજી એટલે પરાપ્રકૃતિ......શુદ્ધ માયા પરમેશ સંગે જ હોય ને ?



**ત્રીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—મથુરેશ :** અને રાસેશ્વરે વૃંદાવનનું રમતિયાળ જીવન તજી યુગદ્વાપરમાં પાપી માનસ ધરાવનારાઓના ભારે ડોલતી આર્યાવર્તની અમર સંસ્કૃતિને જીવંત રાખવા મથુરાગમન કર્યું. ત્યાં કંસવધ કરી ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો; પણ છતાંયે યાદવરાજ્યના સૂત્રધાર તો પોતે જ હતા અને ભારતને બૃહદ્‌ભારત પણ બનાવવાના હતા, એ તો યુગદ્વાપરની વિધાત્રીયે ભાખતી હતી.

હવે મથુરાનો પ્રદેશ સપાટ ને કુદરતી સંરક્ષણ વિહોણો હતો શ્રી-કૃષ્ણને ભારતીય સંસ્કૃતિના નાશકર્તા બનેલ રાજવીઓની સામે મોરચા માંડવાના હતા એવે કાળવયનને મથુરાને ઘેરો ઘાલ્યો યાવની સેનાના પ્રચંડ ધસારા સામે યાદવોનું બળ ગૌણ હતુ. એ પારખી શ્રીકૃષ્ણે યાદવો સંગે મથુરા તજ્યું ને સૌરાષ્ટ્રના સાગરઆરે દ્વારિકા નગરી વસાવી



**ચોથો ભાગ યોગેશ્વર કૃષ્ણ— દ્વારિકેશ** પછી દ્વારિકાએ વસી શ્રીકૃષ્ણે ભારતવર્ષેથી પાપીઓના ભાર ઉતારવાની પીઠિકા રચવા માંડી દ્વારિકા ભૂશિરબિંદુ પર વસેલું હતું, કેમકે સૌરાષ્ટ્રદ્વીપને સાગરના જળની કિલ્લેબંધી હતી પછી એ સુરક્ષિતતાએ વસી દ્વારિકેશ શ્રીકૃષ્ણે ભારતવર્ષના રાજવીઓ સંગે સંપર્ક વધાર્યો મૈત્રીની ગ્રંથી બાંધીને કે રાજવીઓની રાજકુમારીઓને પરણીને. અને પછી મંડાણો દ્વારિકેશનો ગૃહસંસાર યુગદ્વાપરે પ્રવર્તતી સંસારની ગૂંચવણોને ઉકેલવા.

વાચનાર ! એવે ભારતના પાટનગર હસ્તિનાપુરે કૌરવો ને પાંડવો વચ્ચે કંકાસ મંડાણા હતા સંસારની તુલાએ સત્યનું છાબડું પાંડવપક્ષે હતું, અને શ્રીકૃષ્ણે પાંડવને સાથ દીધા.



**પાંચમો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગીતેશ** પછી કુરક્ષેત્રની મહાભારત-શેતરંજે વૃંદાવનના વેણુ-બજવૈયાએ યુગદ્વાપરની સંસારશેતરંજે અનાયુધ રહી, પાર્થના સારથિ બની, શાંત સમતોલ ચિત્ત રાખી અગિયાર અક્ષૌહિણી સેના સામે સાત અક્ષૌહિણીથી વિજય અપાવ્યો

એમાં અર્જુન-વિષાદ વખતે એણે ગીતાના જે અનુપમ જ્ઞાન દીધા તે વેદો ને ઉપનિષદોનું દોહન છે सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन.

ભારતવર્ષે અવતરી યોગીઓના એ ઇશ્વરે અવતરણની સિદ્ધિ કરી. કુરુક્ષેત્રના સંહારયજ્ઞે પાપીઓના હવિ હોમી પૃથ્વીનો ભાર ઉતાર્યો.

અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રયોગ પછી ઉત્તરાની કૂખેથી મૃત બાળ પરીક્ષિત ઊતરે છે ને યોગસિદ્ધિએ શ્રીકૃષ્ણ એને જીવનદાન આપે છે. ૧૫૪-મા પ્રકરણમાંની યોગસિદ્ધિની પરાકાષ્ઠા સાનમાં સમજાવવાનો મેં પ્રયાસ કર્યો છે. યોગેશ્વર કૃષ્ણના છઠ્ઠે ભાગમાં 'पातंजलयोगदर्शन' ના આધારે મારી બુદ્ધિ અનુસાર શ્રીકૃષ્ણના ચમત્કારોના ઉકેલ શોધવા મેં પ્રયાસ કર્યો છે. એ કેટલે અંશે સફળ થયો છે તે તો આપ વાંચનારમાંના યોગાભ્યાસીઓ જ કહી શકશે.

મેં ઉચ્ચ કોટિના નહિ પણ હલકી કોટિના યોગના મનોબળના પ્રયોગો તો પ્રત્યક્ષ નીરખ્યા છે, અને મને ખાતરી થઇ છે કે સાત્ત્વિક આહાર-વિહારે ને યોગ-અભ્યાસે યોગસિદ્ધિ દુષ્કર નથી.

એક દશ્ય મેં મુંબઇમાં નજરે જોયું હતું. આપણા એક હિંદી મલ્લ-રાજનું વજન ૨૩૦ પાઉંડ કાંટાએ જોખતાં મેં જોયું, પણ પછી સ્તંભન કર્યું ત્યારે ૪૬૦ પાઉંડ થયું. હવે રામાયણકાળમાં અંગદનો પગ કોઇથી ન ઊપડયો...કે કુરુક્ષેત્રમાં શ્રીકૃષ્ણ સંયમે પાર્થરથ એક તસુયે કર્ણના બાણે પાછો ન હઠતો, ને પછી અર્જુનના વધ્યા અહંકારે શ્રીકૃષ્ણે સ્તંભને વિદારી ભાર ઓછો કર્યો ને કર્ણબાણે રથ દશ જેમ ઊડ્યો, એ યોગ-પ્રક્રિયાની પ્રતીતિ દે છે.

હું પોતે જ......પ્લેટો, ટૉલસ્ટૉય, રસ્કીન, ઇમર્સન, સ્વીડન-બૉર્ગના ગ્રંથો વાંચી મંથને ડોલ્યો. પછી રાજકવિ કલાપીનો 'સ્વીડન-બૉર્ગના ધર્મ-વિચાર' ગ્રંથ વાંચ્યો. કલાપીએ હદ કરી છે......અને

કદાચ એ જ કારણે ધર્મ-અભ્યાસી મણિશંકર રતનજી ભટ્ટ ઉર્ફે કવિ કાન્તે કનાપીના આ લેખથી ખ્રિસ્તી ધર્મને અપૂર્ણ માની ફરી હિંદુ ધર્મ સ્વીકાર્યો હશે

એ વિચારની ગડમથને હુ હતો એવે અધશ્રદ્ધાળુ પૉલ બ્રટનનુ 'The Search in Secret India' નામનું પુસ્તક મારે હાથ પડ્યુ એ નિરીશ્વરવાદી પૉલ બ્રટન પ્રથમ આફ્રિકાના પિરામીડ તરફ ગયો. અને પછી મળતી મન પ્રેરણાએ રમણ મહર્ષિના આશ્રમે જાહ્નવીને તીર વારાણસી ગયો ત્યા એને એક યોગી મળ્યો એને પૉલ બ્રટને એના મનોમંથનની અને યોગ વિષેની જિજ્ઞાસાથી કરેલ પરિભ્રમણની કથા કહી પછી એક ચકલીને મારવાનુ કહ્યુ. પૉલ બ્રટને તેને મારીને બરાબર તપાસ્યુ કે 'એ જીવવિહોણી છે!' પછી પેલા યોગીએ એને જીવત કરી!

આ કાળે જો વારાણસીનો યોગી ચકલી જીવત કરે તો ઉત્તરાપુત્ર પરીક્ષિતને કેમ ન જીવતો કરે યોગીઓનોયે ઇશ્વર કૃષ્ણ?

પશ્ચિમના વિજ્ઞાનની અસરે ઘેરાયેલા આપણા માટે એકદમ યોગ વિષે જાણવુ બહુ દુષ્કર છે Science has studied external world and Yoga internal world. ગુરુઓ પણ અધૂરા પાત્રે તે એ શક્તિ નથી આપતા—એવી બીકે કે એ એ શક્તિનો દુરુપયોગ કરે હજારો વર્ષ પૂર્વે ભારતની નાલદા યુનિવર્સિટીમા ફક્ત ઉચ્ચતર માનસિક ભૂમિકાએ પહોચેલાને જ જ્ઞાન ઝીલવા આવવાની પરવાનગી મળતી એ તો ભારતીય સસ્કૃતિની વિશિષ્ટતા છે

પરમયોગી રામકૃષ્ણ પરમહસનો એક દાખલો છે કે 'अष्टावक्र संहिता' એ ખાટલાના ઓશિકા નીચે સતાડી રાખતા ફક્ત સ્વામી વિવેકાનદને જ એ વચાવતા કે જેણે પૂર્ણનાં ઉચ્ચ જ્ઞાન સહેલામા સહેલી

રીતે પશ્ચિમમાં પીરસ્યાં. પૂર્વ ને પશ્ચિમની સંસ્કૃતિનો શો ભેદ છે, એ વિષે સ્વામી વિવેકાનંદે વિલાયતમાં એક પ્રશ્નકારને સંક્ષેપમાં કહ્યું હતું કે 'You live in time and we live in eternal!' એ જ વિશિષ્ટતા છે આર્ય સંસ્કૃતિની. અમર સંસ્કૃતિ છે આર્યાવર્તની. જર્મન કવિ ગેટેના એક દૃષ્ટાંતે આપ રીઝશો. ગેટેએ સંસ્કૃતનો અભ્યાસ કરી મહાકવિ કાલિદાસનું 'શાકુંતલ' વાંચ્યું, ને પછી સ્વદેશ જર્મની જઈ માથે 'શાકુંતલ' મૂકીને એ નાચ્યો હતો!

"ગાંડો......ગાંડો......ગાંડો......!" પણ શું ગાંડાનાં ભરાય ગાડાં? અને ગેટેએ કહ્યું, "પૂર્વે ઊગે સૂર્ય ને પશ્ચિમ એનાં તેજ ઝીલે છે. હજી તો 'શાકુંતલ' વાંચ્યું છે મે; પણ એથી શ્રેષ્ઠ તો 'રામાયણ' ને 'મહાભારત' છે; અને એ વંચાશે ત્યાં લગી અમર છે આર્યાવર્તની સંસ્કૃતિ!"



ભાગ છઠ્ઠો : યોગેશ્વર કૃષ્ણ—યોગેશ : મે 'ગીતેશ' પૂર્ણ કર્યા પછી 'યોગેશ્વર કૃષ્ણ—યોગેશ' લખ્યું. મને એક મિત્રે પૂછ્યું કે 'શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર પછી પચીશ વર્ષ શું કર્યું?' અને મેં ઉત્તર આપ્યો કે 'ભૂંસાતી સંસ્કૃતિને ફરી સજીવન કરાવવામાં પ્રોત્સાહન દીધું.'

મહાભારત, ભાગવત, શાંકરભાષ્ય વગેરે અનેક અમર સાહિત્યનાં બીજ એ શાંતિનાં સમયે વવાણાં છે.

અત્યારના જમાનામાં તો શાંતિ જ આપણે વિસારી છે. Leisure is the lost art of the modern world. કુદરત એ પરમ શાંતિના પાઠ શીખવે છે. પણ કોને પરવા છે એ ઝીલવાની!

ओम्...ओम्...ओम्...' એ ૐકારની શાંત છાયા યોગેશમાં આલેખવાનો મેં પ્રયાસ કીધો છે. માંડૂક્ય અને છાંદોગ્ય ઉપનિષદના સામવેદનો ૐકાર સ્વર મેં એમાં ગૂથ્યો કે જ્યારે સિદ્ધાશ્રમના યોગેન્દ્રો શ્રીકૃષ્ણને દર્શને દ્વારિકા આવે છે.

યાદવાસ્થળીના શાપ પછી મે ઉદ્ધવના જ્ઞાને મારાં ઉપનિષદોનાં અધ્યયન સંક્ષેપે ગૂથવા પ્રયાસ કર્યો છે.

પણ પછી ' તુલસીશ્યામ 'ની સ્થાપના.

રૈવતાચળ ગિરિવને ( ગિરનારને છાંયે ) તુલસીશ્યામ તીર્થધામ છે. એની સ્થાપના—ઉત્પત્તિ—ના ઇતિહાસનું તથ્ય ગમે તે હોય; પણ મારી કલ્પનાએ તો શ્રીકૃષ્ણકંઠે અર્પેલી જે તુલસીની માળાએ રાધિકાજી સમાણાં હતાં એ માળાનુ ' પ્રભાસગમન ', ' યાદવાસ્થળી ' ને ' ત્રિચક્રવેધ ' પહેલાં શ્રીકૃષ્ણ ગિરિવને સ્થાપન કરે એ મને વધુ સુયોગ્ય લાગ્યુ છે.

યોગેશ્વરે વૃંદાની માળા પધરાવીને ' રાધા—તુલસી 'ની ને ' શ્યામ—ઘનશ્યામ 'ની ઉપાસનાના પવન વાતા રાખ્યા છે. જે સંસારીઓ એ ઝીલે એ જગ તરે !

કેટકેટલાં આ ઝીલશે, કહેશો ?

વિશ્વનું જ્ઞાન સંસારીઓને પુકારીને કહે છે કે ' જાગો ! જાગો ને ડગ ભરો લક્ષ્યે રાખ્યાં નેત્ર ! ને નેત્ર છતો અનામીનું ! ત્યાગ છે પરમ સિદ્ધિ સંસારના સ્વરપ્રતિસ્વરની, જેના તારએકતાર મુક્તિલક્ષ્યે લાગ્યા...... લાગ્યા છે !

सर्वं खल्विदं ब्रह्म ॥

# અનુક્રમ

## ( ગોકુલેશ )



## ( રાસેશ )

( મથુરેશ )

( ગીતેશ )

( योगेश )

# યોગેશ્વર કૃષ્ણ

## [ દ્વારિકેશ ]

### ( ૬૫ )

### રુક્મિણી-સંદેશ

દ્વારામતીના રાજમહાલયખંડમાં
ઝૂલો ઝૂલતો'તો ધીરો ધીરો.

ને આછા સૂનણાના અનિલે
ઝૂલતા'તા શ્યામસુંદરના
વાંકડિયાળા શોભતા કેશ

એ નિહાળીને જાણે
નૃત્ય કરતી નર્તિકાની ઘૂમતી વેણી
ધરતા સંગેમરમરે પાડતી પ્રતિબિંબ,
સંગીતની આલેખતી'તી સ્વરલિપિ

અને ઝીલીને
સાજિંદા વજાવતા'તા સાજ
સ્વરરંગી સારંગીના તારે.

અને પછી
મૃદંગે પડી થાપ,
ઘનનનન ઘૂઘરી ઘમકી,
નર્તિકાની પગની ઠમકે,
ને રેલાયા રસરસાળ
કોકિલકંઠીને કંઠેથી ગાન

" હું તો ગઈ'તી વસંતને બાગ, હો રંગભીના.
હું તો ભીંજી વસંતને ફાગ, હો રંગભીના
મારે અંગે છાટયા રંગ લાલ, હો રંગભીના
એવા ફાલ્યા અંગે અંગ ફાગ, હો રંગભીના.

આ તે બાગની કે અંગની વસંત !
'કૂ...ઊ...ક' કોકિલા ટહુકી રમંત,
હો રંગભીના.

આ તે મનની કે આત્માની વસંત !
આનંદના બાગમાં એ બોલી રમંત,
હો રંગભીના.

મારા પાલવડાની કોર ઝાલીને કાલ, હો રંગભીના.
એવા સલૂણે કીધા'તા મારા હાલ, હો રંગભીના.
હું તો ગઈ'તી વસંતને બાગ, હો રંગભીના.
હું તો ભીંજી વસંતને ફાગ, હો રંગભીના."

ગીત અટક્યું ને
સાજિંદાના થંભ્યા સાજસ્વર
મૃદંગની છેલ્લી થાપે.
ને ઝૂકી નર્તકી
ઉરભારે કટિએ લચકંતી,
સૌંદર્ય ને સંગીતકલાના મિલનનાં
મોઘેરાં માગતી માન
પછી થાળ ભરી વસંતફૂલડાંના
ઝાંઝરના ઝમકારે સંચરી.

અને......!
વસંત... વસંત... વસંત...

પહેર્યાં હતા નર્તકીએ
વસંતિયા વસંતસાળુ
વધા વસંતગાજ,
" સૌંદર્યસંગીતધારિણી...'
' ઘુમ્મર 'ના નૃત્યે
ઘુમાવ તુજ સૌંદર્ય !'

અને ઘુમ્મર લીધી.
વેણી ઝૂમી ને ઝૂમ્યો ચણિયો.

એવે......?
દૂર... દૂર... ઝરૂખડેથી
હરિકેશે નિહાળ્યું......
આભને આલિંગતું સાગરક્ષિતિજે
ને મહીથી ભાસે
મઝધાર સાગર તરતું હોડનું
કરતું'તું કાકવાની સફર.

મોજાંના ઝમક રૂપલા
કાંકપડાના આવાસે આનંદી
વેરતાં'તા રૂપલાનાં હાસ્ય.

એ હારયે... હાસ્યે...
તરતી આવી હોડલી
ને માલમે સાધ્યા
કાંઠડાના સંપર્ક.

એ કમળનયના કૃષ્ણજીના
નયનદોર લાગ્યા-તૂટવા.
શું નર્તકીના નૃત્યને નિહાળી ?
પણ એવે......?
સંગીત-ગાન સુણતા કર્ણે
પડયા ગદ્યાત્મક વાણીના પડઘા.
સર્યા નારી પરિચારિકાની કંઠ-કવિતાએથી,
"રાજન્! વિપ્ર વિદર્ભદેશી
આપ મહાનુભાવ દર્શનની
સેવે છે મહાઇચ્છા !"
"પ્રવેશાવો !"

એ કૃષ્ણવેણુએ
નર્તિકાનું થંભ્યું નૃત્ય,
ને સાજિંદાના થંભ્યા સાજ
ધીરા ધીરા ઐકય સાધતા,
ને વીલીન થતા વાતાવરણે.

" યાદવશ્રેષ્ઠ ! આશિષ છે ! "

અને એ વિપ્રવેણુને,
ક્ષત્રિયકુળભૂષણ યાદવશ્રેષ્ઠ કૃષ્ણે
આવકારી દીધાં આસન,
ને પ્રશ્ન્યા બ્રાહ્મણકુળદીપને :
" બ્રહ્મવર્ય ! શી સેવા સાધું ? "
" રાજન્ ! સેવા તો સાધ્ય છે,
પણ લાવ્યો છું સંદેશ.
આવકારી અપનાવશો તો
કર્મયોગીને લાધશે
કર્મયોગિની સંસાર-તારણ્યાએ.
કૃષ્ણજી ! પાઠવ્યો છે સંદેશ
વિદર્ભદેશની રાજદુલારીએ ! "

અને અલ્પકાળ અટકીને
સુવર્ણવસ્ત્ર બટવાએથી
કાઢી હસ્તગત કરી,
વિદર્ભરાજદુલારીની પત્રિકા
સંદેશવાહક બ્રહ્મવિદ્વર્યે.
" મહારાજ ! ક્ષાત્રધર્મની રીતે
આણો અમ રાજદુલારી
ને સ્થાપો મહારાણીપદે

સોહંતી દ્વારામતીના !"

અને પછી પત્રિકા વાંચી,
ને કમળનયનનાં નયણે વસી
કમળનયની રાજકુમારી.
" બ્રહ્મવિદ્વર્ય ! આપ અનુગ્રહે
અવસ્ય સંચરીશું
કાલની ઊગંતી પ્રભાતે
દારુક સારથિના અશ્વોને
યોજન અંતરે લાગશે ટૂંકા,
દૂર નહિ ભાસે વિદર્ભદેશ,
કે શિશુપાલ કરે પાણિગ્રહણ
મુજને મનથી વરી રુક્મિણીનું !"

પછી...... !
રાજ્યવિશ્રાંતિગૃહે વિચર્યા
વિદર્ભના બ્રહ્મવિદ્વર્ય
પરોણાગત ચાખવા દ્વારામતીની

અને એ રાત્રિએ......!

સાગરતરંગે સવારી કરી,
આવતી'તી દરિયાવની લહર

રાજમહાલયના શયનખંડમાં
હરિકેશને ડોલાવતી વિચારતરંગે

એને સ્મર્યાં સ્નેહ-સંભારણાં
કંઠ તુલસીની માળાએ બિરાજી
વહુરાણી વૃષભાનદુલારીના

એ ગરવું ગોકુલ,
એ વૃંદાવનની વનવનભરી વનરાઇ,
એ કાહનડો યમુનાનો,
ને રાસપ્રિયા રાધિકા
એના અનેરા સંયોગે
છ છ માસ થંભ્યો હતો
આભનોયે શરદશૃંગાર

ચલચિત્ર શું દૃશ્ય
ભૂતકાળની સ્મરણાં દેતું,
વહતું'તું કાળના પ્રવાહે.
શું જગત જાણનારને જગત
મૂંઝવતું'તું આજ ?
અને ગોમતી સરિતના નીરપટેથી
વિકસિત કુમુદિનીનો શ્વાસપરિમલ લઇ
મંદ મંદ વાતા'તા સમીર.

એવે થયો ચંદ્રોદય
ને ભૂમિએ ઓઢી શીતળ ચાદર,
પણ અશીતળતા હતી આજ
શું ક્ષીરસાગરે શાંત પોઢંતાના
હૈયે ?

યુગયુગાંતરના ચક્રે,
પરબ્રહ્મની સંસારસંચલનમહેચ્છાએ
યુગ ત્રેતામાં સજોડલે અવતરણ કર્યાં
ક્ષીરસાગરેથી ભુર્લોકે.
આર્યાવર્તે અયોધ્યામાં,
દશરથનંદન રામચંદ્રજી બનીને
ને જનકદુલારી સીતા બનીને.
પછી યુગ દ્વાપરમાં ?
અટકયા અવતારી વિચારશ્રેણીએથી
અકેલા હસતા હાસ્ય,
" ઓ બ્રહ્મ ! પૂર્ણકલા કૃષ્ણાવતારે
જગતે દેવાનાં છે મહાજ્ઞાન
આત્મા ને દેહ ભિન્નતાનાં ! "

અને યોગેશ્વરેશ્વર કૃષ્ણે
એ ટાણે ભાખીને રેલાવ્યાં

અમર વાક્ય સંસાર વાતાવરણે
કે
" ઓ સંસાર ! આત્મા ને દેહની પેખજો
સદૈવ ભિન્નતા સંસારે.
રાધિકા ( વૃષભાનદુલારી )
છે મુજ આત્મઆરાધનનું
અમર પ્રતીક વૃંદાવન ઇતિહાસે
ને કર્મસંસારે મુજના
અમર રહેશે રાણી રુક્મિણીનો દેહ.
ઓ સંસાર ! હું પરમ પુરુષના—
ક્ષીરસાગરશાયીના બે અંશ છે :
રાણી રુક્મિણી અને રાધિકા.
જ્ઞાની પેખશે વ્રજનો રાસ
ને ઉચ્ચતર રાધિકાનાં રહસ્ય.
પણ ગૃહસ્થાશ્રમી કર્મપંથી
રુક્મિણીનાં કરશે અર્ચન
મુજના પૂજન સંગે ! "
અને યોગેશ્વર કૃષ્ણે
પડદો પાડયો ને બદલ્યું દૃશ્ય
ગૃહસ્થધર્મના કર્મસંસારે.
ઓ પ્રજ્ઞા ! શું હશે, કહેશો ?
રુક્મિણીના લાવણ્યસાગરસ્મરણાંએ
શું તરતું'તું કૃષ્ણહૌડલું ?

હજી નહોતો પડયો આકાશપથે,
એવે દારુકહાકયો કૃષ્ણરથ
ધપતો'તો વિદર્ભ દેશનેમે.

રથે જોડયા હણહણતા અશ્વોએ
પુચ્છનાં ધર્યાં'તાં ચામર
ને ડાબલે ધરતી ધણધણાવતા
ફાટ ફાટ નસકોરાએ,
પવનવેગે પ્રાણસામર્થ્યે દોડતા
કાપતાં'તા દડમજલ.
છલાંગ સાધતા અશ્વોના
ધવલ ફીણના ગોટમગોટ
ઊડતા'તા સાગરફીણ શા.

અને પેલી વિદર્ભનગરીએ ! .
એ મહેલ રાજકુમારીનો,
અલિપ્ત પુરુષયોગેથી,
પ્રકૃતિમય હતો સૌંદર્યભર્યો.
લલનાઓની લાવણ્યપ્રભાનું
અતિ વિસ્તરણ હતું પથરાયું જાણે.
કુમારિકાઓનાં સૌંદર્યમુખડાંમહેની
વૃષ્ટિ પડતી'તી અથોક,

ને મહીં કેશકલાપ વાદળદશ્ય
અનોખાં સોહાવતાં હતાં
યૌવનનાં પ્રથમ મેઘદશ્ય.

એ હતી સંધ્યા,
પણ ખીલેલી સંધ્યા
રાજદુલારી રુકિમણીના સૌંદર્યની.
સપ્ત રંગ રમતા'તા -
સંધ્યાના અહંગાના રાસ.
પણ છૂપ્યો'તો છાનો ચંદ્ર,
શું વિરહની વિચારવાદળીએ ઢાંકયો ?

અને વદી એક સખી
સંબોધતી રાજદુલારીને :
" રુકિમણીરાજે ! શા છવાયા છે
તમ ચંદ્રમુખડે
અમાવાસ્યાના ઢાંકયા અંધકાર ? "
" બહેની ! પાઠવ્યા સંદેશ દ્વારામતીએ
પણ સંદેશ રહ્યા અણઉત્તર,
શા વિશ્વાસ ગોપિકાવલ્લભના ? "

અને ઊંડા ઊંડા નિઃશ્વાસ

કુરા કદી પર ઉન્નત નિતબે
ડગમગ...ડગમગ...ડોલ્યો
જાણે ડોલાવતો યૌવનના ડુંગર.
કોણ થંભાવે એને, કહેશો ?

અને રજનીના વ્યાપતા પહોરે
દાસી આવી લઈને સંદેશ:
" રાજદુલારી ! કહાવે છે પ્રણયશ્રી,
કે પધાર્યું છે દ્વારિકાસૌંદર્ય
વરવા વિદર્ભદેશદુલારીને ! "

એ દાસીવેણુએ
આનંદવધાઈ બજાઈ,
ને વધાઈ-વાજિંત્રયાને
રણક્યાં રણકારે કંકણ
રાજદુલારીના હૃદયરણકારે.

એના સાળુ,
આકાશકમલિની શા, સ્વચ્છ અંબર શા,
રેતા'તા દશ્યાદશ્ય,
ને વાળ્યા અંબોડલેથી

સરતી'તી પ્રણયધાર;
એવે આવી અંતરસખી.
" રાજદુલારી ! શાં મંતવ્યના સાગર મઝધાર
ડૂબ્યાં છો ડૂબકી દઈને ? "
" બ્હેની ! સંદેશડા આવ્યા
ને કુંડિનપુરે પધાર્યા કૃષ્ણજી,
હવે મિલનની આશ ? "
" રાજદુલારી ! કાલની વ્હેલી પ્રભાતે
સંચરશો ઉમા–મંદિર દર્શને,
એવે થાશે કરસ્પર્શન
ને રથ ઊડશે પ્રણયદેશે.
લજ્જાશો તો નહીંને શાણાં ? "
અને લજ્જાઈને શરમામણાં ખેલી
અકેલી રાજદુલારી.
એ નિહાળીને
ગીતડે ડોલી મલકતી સખી :

" સંદેશડા દેતાં અધીર
લજ્જામણી લજ્જાણી રે !
લખતાં લખતાં પ્રણયધીર
લજ્જામણી લજ્જાણી રે ! "

સખી ગાતી થંભી
રેલી મલકામણાંનાં વેણ :
" રાજદુલારી ! સંદેશડા દેતાં ને લખતાં

લજ્જામણી લજ્જાણા હતાં,
પણ નિહાળો આપ અંગે ઓઢણી !"

અને ગાયું એણે લટકાથી :

"નવરંગ ઓઢણી આછી આછી કંપતી
ઉછાળતી હૈયાના ચીર
લજ્જામણી લજ્જાણી રે !
રંગીલી ચોળીની લીનુડી દોરી,
તૂટી ઉરહેનતાં મંદિર
લજ્જામણી લજ્જાણી રે !"
એ સહિયર ગીતડા વેણુલે,
પ્રણયે પ્રફુલ્લ તા પ્રેમ–ફૂલડાએ
બંધન તોડયા કમખીના,
અને ઊઠી સખી,
રાજદુલારીના ગોગ ગાલોએ લેતી ચૂમકી
" રુકિમણીરાજે......

સાખી

આ તે લજ્જા કે હૈયાના હેતા,
આ તો અંગના પ્રફુલ્લતા રેલા !
સંદેશા દેતાં અધીર,
લજ્જામણી લજ્જાણી રે !"

અને પછી......?

( ૬૭ )

## રુક્મિણીહરણ

કુંડિનપુરે હતાં અનેરાં શોભન
રાજદુલારીના સ્વયંવર ઉત્સવે,
નગર રમણાંએ ચડયું હતું,
ને ઉલ્લાસનાં મોજાં
છીછળતાં'તાં નગરવાસીમુખડે.

રાજમાર્ગે રંગીલા હાટડાં
કલાત્મકતાની રસકલાએ
વેરતા'તા હાસ્યનાં ફૂલડાં
કે વીણીવીણીને વધાવે
પ્રજાજન અંતરઆશિષે
રાજકન્યાનો ભાવિ સંસાર.

અને એવે......
શિલ્પ-કલા ઉચ્ચતર રાજમહાલય
અનેક મિનારના કલામય શૃંગેથી
જાણે સૌન્દર્યનાં ઝરણાં

વહી વહી બન્યા સરિતા,
ને સાત દોઢી રાજમહેલની વટાવી
રાજમાર્ગે રેલી સૌંદર્ય-સરિતા.
વસ્ત્રની દુકાનોએ ડગમગ્યા વ્યાપારી,
ત્વરિત શણગારતા સુનેરી શેલાંએ
ને જરી થાને નિજની હાટ;
સોનીડા ઘડતા અટક્યા ઘાટ,
ને પ્રદર્શકપેટીએ શોભાવ્યાં ટાંગી
કંકણ, નૂપુર ને કુંદનચંદનહાર.

ને ઝવેરી કુંડિનપુરના
સૂક્ષ્મ કાચે અમૂલા હીરલાના
ગાદી-તકિએ બેસી નિરીક્ષણ કરતા.
મણિ, મોતી, લીલમ-હીરલાના હારનાં
કરતા ભાસ્યા દર્શન.

એવે આવ્યો એક ગોવાળ:
" ઝવેરીજી ! હીરલા નિહાળતાં ભૂલીને
સૌંદર્ય- હીરલા નિહાળવા છે ? "

એ ગોવાળવેણુલે
હસ્યો હીરા પારખનાર
કરે લેતો નવલખ હાર.

" ગ્રામ્ય ગોવાળ ! હીરલો છે અમ રાજકુમારી
લાધ્યો દુઃખસાગરના મંથનેથી.
દેવ સમાન નિવૃત્તરાજન ભીષ્મક
ને દૈત્યમાનસી રુક્મી યુવરાજનાં
હતાં સત્ય-અસત્ય મંથન.
એવે રાજરાણીના કુખસાગરેથી પ્રગટ્યું
રાજદુલારી રુક્મિણી-રત્ન
ને વિદાર્યાં છે કુંડિનપુરેથી
કષ્ટ કોયલા શાં કાળાં.
પણ એ લક્ષ્મીકુમારીને
કે' દિ' મળશે શિરશેખરશાખી ? "
" ઝવેરીજી ! પ્રકૃતિનું નિર્માણ પુરુષ
આ બ્રહ્મના બ્રહ્માંડે છે.
નરનાં નિર્માણ નારીસંયોગે
નવાં નથી તે રહે શોધવાં
યુગયુગનાં યુગાંતરચક્રે ! "

એ ગોવાળવેણલે
નવલખ હાર કરેથી સર્યો,
" ગોવાળ...ગોવાળ...ગ્રામ્ય ગોવાળ ! "
એ ઝવેરીવેણલાં...
પુકારતા રહ્યા.
પણ અણ-ઉત્તર પોકારતા પછી

જાણે સુણાયા પ્રત્યુત્તર
ગોવાળના અદર્શન પછી
નૂપુરના ઘૂઘરી-ઝમકારે
સૌંદર્યના છંટાતા છંટકારે
મૃદંગ, શંખ ને ભેરીના
સ્વરીલા સંગીતગાન મધ્યે.
શૂરીલા યોદ્ધાના સંરક્ષણે સુનક્ષિત
ઉમાદર્શને પધારતા હતાં
રાજકુમારી રુક્મિણી ને સહિયરવૃંદ.

એને વધાવતી હતી નગરબાલિકાઓ
સોનલાં ને રૂપલાંનાં વેરી ફૂલડાં,
ભવ્ય ભવનોના ઝૂલતા ઝરૂખડેથી,
ઓવારણાં લઈલઈને પ્રીતે.
ને એમ એમ......
મંદિરના ચોગાનદ્વારે જેવે
ભવાનીનું પ્રવેશ્યું અગ્રમંડળ,
એવે પ્રશ્નયો એક એ ગોવાળિયાએ
સમીપે ઊભા વાટિકાના માળીને
ગજરાનો ભરીને થાળ :
" વાટિકાના રસસિંચનહાર !
લગીર દેજો ગજરો એક,
મૂલ્ય આપીશ એનાં પૂરાં ! "

એ વેણુલે મસ્તકયો માળી,
કટાક્ષે વરતો વેણુ :
" ગ્રામ્ય ગમાર ! ગજરાનાં દેશે મૂલ
રાજકુમારીના સૌભાગ્યહાર,
જેને મસ્તકે હશે શોભતો
અણમૂલો મણિમય મુગટ ! "

અને પછી પછી

એ ગોવાળિયાએ
બળે કીધા મારગડા
ઊભી હતી જ્યાં
રાજદુલારીના ગૌપૂજનને કાજ
ધવલી ગાય ને ગોવાળ

પછી એ ગોવાળને
સંજ્ઞાએ બોલાવ્યો પાસ
ને ભીડમાં ભેળવ્યો ધકેલી.
પછી એ સુંદર ગોવાળે
એનાં લીધાં સ્થાન.
એવે મંદિરના પગથારેથી પડી હાકલ
ને ગોવાળે દોરી ગાય
રાજદુલારીના પૂજનને કાજ.

એ હતું અણમૂલું દૃશ્ય.
સૌંદર્ય ઊભું'તું પૂજવા
ભારતની ધેનુ–સમૃદ્ધિને.

એવે એક સખી
પૂજનના પ્રારંભ પહેલાં
રાજદુલારીને દાખવતી વદી,
"રુક્મિણીરાજે ! શાં છે ધેનુનાં સૌંદર્ય !"

અને અવરોધીને વદ્યો
ધેનુનો ઘનશ્યામ ગોવાળ :
"રાજદુલારી ! આ ગોકુલ ગૌવાનો વેશ
વ્રજભૂમિના રસદેશેથી છે.
ચારતો હું નંદરાયજીની ધેનુ.
નહોતી લગીરેય મણા
યમુનાના ધેનુચરંતા કાંઠલડે,
વળી હતાં કૃષ્ણનાં સખ્ય !"

કૃષ્ણનામોચ્ચારે
કર્યું ચમકયા કમળનયનીના,
ને નિહાળ્યો ગાયોનો ગોવાળ,
"શા ચમત્કાર...... !"
દગ્બાણના લાગ્યા દોર,

એવાં તોડયાં ઢાંકીને પડળ
નિજ હૈયાને પ્રશ્ની રાજદુલારીએ,
ફિટકારીને કે
કેમ નમે છે કૃષ્ણપ્રીતિનું દૈયું
કૃષ્ણવિહોણા અન્યના દરશે !
એવે વદ્યો પૂજારી

પણ આજ પૂજને બેધ્યાન બની
નિરીક્ષણ ખાળી પ્રશ્નતી વદી
વિદર્ભદેશની રાજદુલારી :
" ગોવાળ ! શું ધેનુ ચરાવતા
યમુના–કાંઠે ગોપાળ !"
" રાજદુલારી ! મુરલીધર બનીનેયે
વજાવતા મધુરી વેણ
ને રાધિકાજી લેતાં ઘુમ્મર !"
" રાધિકાજી...... .. ! "
રાજકુમારીના સંશયપ્રશ્નવેણલાના
મધુગા મર્મ ઝીલીઝીલીને
પછી વદી અંતરસખી :
" ગોવાળ ! કોણ હતાં ને
કેવાં હતાં રાધિકાજીના સૌંદર્ય ? "

એ સખીવેણલે,

મંત્રોચ્ચાર કરતા પુરોહિત
મંત્રમુગ્ધ ગજદુલારીને નિહાળો
ખિન્ન થયા, પણ
ધામા મંત્રોચ્ચારે
રોષદૃષ્ટિએ નિહાળતા ગોવાળ
પણ એ ગોવાળને ન હતી
લગીરે ગણના નર્યા કર્મકાંડની.

એ વદ્યો આત્મભાવે
"રાજદુલારીજી! પિછાણો નહિ વૃષભાનદુનાનીને,
પછી શા પ્રશ્ન પ્રશ્નો?
અનેરાં હતા સૌંદર્ય એના
તમથીયે અપરંપારા
શાધો જો સૌંદર્યનો અણસાર,
નહિ લાધે તો પરમ સૌંદર્ય!"
અને એને અનરોધી દીધી આરતી
ગજદુલારીકરે પ્રાણશે:
'આરતી ઉતારો, રાજદુનારીજી.
कर्पूरगौरं करुणावतारं
संसारसारं भुजगेन्द्रहारम्।
सदा वसन्तं हृदयारविन्दे
भवं भवानीसहितं नमामि॥"
પણ એ ધેનુની ઉતારતી આરતી

ઊતરતી હતી ગોપાલની શું ?

અને ગૌપૂજન પૂર્ણાહુતિએ
પ્રણમી રાજદુલારી ધેનુને,
ને ડગ દીધાં મંદિરસોપાને.
પણ આવ્યાં દૃગણાણ
અણચિંતવ્યાં લાધ્યાં ને
ગોવાળને દીઠો ગોપાળ.
શું સાનમાં હતી બધી
સમજણ ?
અને પછી......
મંદિરમાં પ્રવેશી રાજદુલારી
ને માતાએ ચૂમી મસ્તકે,
વાત્સલ્યે કહ્યાં ભક્તિવેણલાં:
" બેટા ! પ્રાર્થ ગૌરીમાને
કે સ્વયંવરે વરાવે જીવનસાથી
સંસાર તારી જગત તારે ! "

અને શિવપોળે વિરાજ્યાં સતીને
પ્રણમી રાજકુમારી,
ને જટાધારીએ વહાવી જળાધારી
વારાણસીના ઘાટેથી ભર્યાં
ગંગાનાં નિર્મળાં નીરની.

પછી પુષ્પો ચડાવ્યાં ગૌરીને
ને મંદિરે પ્રકટાવી દીપમાળ,
પછી ઉતારી સૌ રાગ પૂરી
દક્ષકુમારીની વિદર્ભકુમારીએ આરતી
ને યાચી આશિષઃ
" માતાજી ! કૈંક કુમારીઓના પૂર્યા છે કોડ
એમ પૂરજો હું બાલકીના.
વરાવો તો કૃષ્ણને વરાવજો,
નહિ તો કુંવારા લેવડાવજો સંન્યાસ ! "

અને ઘંટારવ કરી ગુંબજે
માતા ને બહેનડીઓ સંગે
મંદિરના પગથારે ઊભી,
કુંડિનપુરની સૌંદર્યકુમારી.

એને મનડે
અગાધ હતાં મનોમંથન,
વાટ હતી વાલમની,
' પણ વાટ નિરખાવણહાર
શું મોડા મળતા હશે ? '
અને નહીં મળે તો ?
અને માતા સંગાથે

ધીરે ધીરે ઊતરી મંદિરસોપાન
આશ-નિરાશને ઝૂલણે ઝૂલતી.
નેત્રોએ સમાવતી આસપાસનું દશ્ય,
કે છે કયાંય કૃષ્ણ મુરારિ ?

એ ભવ્ય મંદિરના મહાચોકે
હતો રુક્મિણીનો સ્વયંવર,
હતા અનેક રાજરાજન,
ને રાજેશ્વર મનાવતો શિશુપાળ
રુક્મિણીભ્રાત રુકમી સમર્થને
આંબળતો'તો મૂછના વળાક,
હૈયે ઉલ્લાસતો ઉલ્લાસતો
કે વરશે વિશ્વનું પ્રકૃતિસૌંદર્ય
ને અનીશ ત્રિશ્વેશ્વર.
'પણ કેટકેટલાનાં સોણલાં
સાચાં પડયાં છે સંસારે ?'

અને ઊડી ડમરી
ને છવાઇ ગાઢ આંધી.
એવે દસ્યમાન થયો સુવર્ણરથ.
કોઇ કહે કે સૂર્યદેવ પધાર્યા
આભેથી ઊતરી અવનીએ
કુંડિનપુરની વરવા કન્યા.

## ( ૯૮ )

## દ્વારિકાની વાટે રુક્મિ-પરાજય

અને.........?
કુંડિનપુરના કોટ બહાર
ધપતો'તો કૃષ્ણરથ.
એવે દૂર...દૂર... દીઠી ડમરી
સારથિ દારુકે હાંકતાં રથ.
" મહારાજ ! ભાસે છે મહાસૈન્ય કો' ! "
" દારુક ! ધપાવો રથ કજાએ.
મહાસૈન્ય શત્રુનું હશે તો,
બાણ સમા અણી વીંધીને
કાઢશું મારગડા મહીંથી ! "

એવે રુક્મિણીએ દીઠું સૈન્ય
કોટદરવાજેથી પૂંઠે ધાતું.
" કૃષ્ણરાજ ! નિહાળો પૂંઠે
મુજ પિયરના પરોણાને ! "
" દેવી ! એમનીયે કરશું પરોણાગત ! "

અને એવે
કૃષ્ણરથના હણહણતા ઘોડલા

કોઇ કહે એ રહ્યો માતુલ સારથિ

પણ.. ..... ?

હતો એ દારુક સારથિ,
ને હતા થનગનતા ઘોડલા.
રથે વિરાજ્યો હતો દ્વારિકેશ.
ચક્ર ફરતુ'તુ' તેજઓજસનું.
પછી રાજદુલારી રુકિમણીએ
ભર્યાં ડગ આવતા રથ ભણી
ને રથે વિરાજ્યાએ દીધો હાથ.
પછી સંકેતનિશ્ચિત થયું હરણ,
મન હરનારે હર્યો દેહ !

અને પવનવેગે સર્યો રથ.
એને કોઇએ કહ્યો મનોવેગ,
ને વાએ પ્રસરાવ્યા સમાચાર.
આનંદે ડોલી કુંડિનપુરી નગરી,
પણ ડગમગ્યા રોષે
શિશુપાલ જરાસંધ ને અન્ય રાજન.
પછી કરી ત્વરિત મંત્રણા,
ધરી કવચ ને હથિયાર
ને સંચર્યો વા'રે કે
પુનઃ આણે બાથ ભીડીને
બળે રાજકન્યાને !

## ( ૬૮ )

## દ્વારિકાની વાટે રુક્મિ-પરાજય

અને.........?
કુંડિનપુરના કોટ બહાર
ધપતો'તો કૃષ્ણરથ.
એવે દૂર...દૂર... દીઠી ડમરી
સારથિ દારુકે હાંકતાં રથ.
" મહારાજ ! ભાસે છે મહાસૈન્ય કો' ! "
" દારુક ! ધપાવો રથ કળાએ.
મહાસૈન્ય શત્રુનું હશે તો,
બાણ સમા બની વીંધીને
કાઢશું મારગડા મહીંથી ! "

એવે રુક્મિણીએ દીઠું સૈન્ય
કોટદરવાજેથી પૂંઠે ધાતું.
" કૃષ્ણરાજ ! નિહાળો પૂંઠે
મુજ પિયરના પરોણાને ! "
" દેવી ! એમનીયે કરશું પરોણાગત ! "

અને એવે
કૃષ્ણરથના હણહણતા ઘોડલા

પૂગ્યા આવંતા સૈન્ય સમીપ,
ને કૃષ્ણે પારખ્યો મોખરે
ભ્રાત બળરામનો રથ.
"દેવી ! ભ્રાતની વા'રે પધાર્યા છે ભ્રાત !"

અને બળરામજીના રથ સમીપે
પૂગ્યો કૃષ્ણરથ ને
પ્રણમી છેડલો પાથરી રુક્મિણી.
પછી બળરામજીએ દીધી આશિષ :
"અખંડસૌભાગ્યવતી ભવ, બેટા !"

અને પછી વદ્યા :
"કૃષ્ણ ! એકલો તું વરરાજા નાઠો
તેમે જોડી છે જાન,
હવે માંડવિયા ને જાનૈયા અમે
પ્રીતે ભેટશું આયુધોએથી !"

કૃષ્ણને સંબોધીને બળરામજીએ
પછી દીધી સારથિને આજ્ઞા :
"દારુક ! વરરાજા ને વહુરાણીને
પુગજે સારથિવિદ્યાની દક્ષતાએ
વેગે પુગાડ દ્વારામતી !"
"આજ્ઞા પ્રભો !" અને દારુકે પછી

વેગે ધપાવ્યો રથ.
અને પૂંઠે નિહાળ્યું રુક્મિણીએ,
મચ્યું તુમુલ યુદ્ધ.
" કૃષ્ણરાજ ! બળિયો છે જરાસંધ ! "
" દેવી ! બળિયાનાંયે રોળાય બળ.
શેર પર હોય ને સવાશેર ! "
" કૃષ્ણરાજ ! શિશુપાલનાં છે દોરવણાં
ને અગાધ જરાસંધી સેના ! "
" દેવી ! અગાધ સંખ્યા સૈન્યની
કે દોરવણાં ચાણાક્શાહી નીતિનાંતો
મદાંન છે પુણ્યના પીરબળે.
सत्यमेव जयते नानृतम्.
અસત્યની સદા છે હાર
સત્ય સંગેના સંગ્રામે ! "

રથ ધપતો રહ્યો
ને હાંફ્યાં સાંઢણીના અશ્વો,
ધામડધામ...ધામડધામ ધરતી ધ્રુજાવતા!
" રાજ ! આ વિંધ્યાચળ ગિરિ ! "
" દેવી ! અહીં આવે છે આરંભ
આપણી ભૂગોળવિદ્યાની ! "
" રાજ ! અહૂયે બેસતાં હીએ શિકાર
વિંધ્યની ગીચ ઝાડીએ પ્રાચરના.

પાપ ભરી ભરી ગરકાવ છે,
ને બીજી પાસ આધ્યાત્મિક ચડાવ.
કેટકેટલાને ચડવા છે ?"

અને દારુકહાંકયો રથ
ચડયો ચડાવ વિંધ્યાચળઘાટનો.
" કૃષ્ણરાજ ! ચડયાંતાં જીવનચડાવ
સીયા–સીતા ને રામ ! "

એ રુકિમણીવેણલે
મલક મલકાણા દ્વારિકેશઃ
" દેવી ! ભાસો છો ચેતરતાં આદર્શ
મહાસતી સીતાના ! "
" હા, મારા રામ ! " એ વેણુલે પ્રસરી
પ્રતિભા અનેરી વિદર્ભકુમારીમુખડે,
એને ઝીલીઝીલીને
કહાણે વધ્યા કૃષ્ણજીઃ
" દેવી ! રામ કહી મને સંબોધ્યો,
પણ દેવાના છે ભારતવર્ષે મારે
રામથીયે અનેરા આદર્શ
સંસારની સનાતન જીવનકલાના ! "

એ વેણુલે ચર્યું મનોમંથન

મનથી વરી દ્વારિકાની મહારાણીને
એવે ઊતર્યાં હણહણતા રથ-ઘોડના
પયોષ્ણી સરિતાના તપ્ત નીરે
કાંઠનડે હતા અમર સંભારણા
મુનિ અગસ્ત્ય-આશ્રમના,
ને ઊભા હતા વૃક્ષ રસાળ
સતી લોપામુદ્રાના નીરસીંચ્યા

એ નિહાળીને પ્રસર્યું
મલકામણું રુક્મિણીમુખડે
" દેવી ! કેમ વેર્યાં મનકામણાંના ફૂલડાં ? "
" કૃષ્ણરાજ ! સ્મરણપટે ચડ્યો મુજને
ઉત્તરરામચરિતનો અમર ઇતિહાસ
સીતા-સીતાજીને દીધો'તો લોપામુદ્રાએ
રામને નિહાળવા અદર્શક અંજનો
એ આંજીને સીતાએ નિહાળ્યા'તા
" સીતે " " સીતે .." " સીતે .."નાં કરતા
રટણ
સ્પર્શી સ્પર્શી સીતાવિહોણા અંતર ગમ
ને સારીયે પંચવટીએ કીધાં'તા રુદન ! "
" દેવી ! રામઅવતારે રુદન કર્યાં,
પણ મારે દાખવવા છે
જીવન-જ્ઞાનના અમર ઉલ્લાસ ! "

" રાજ ! અવશ્ય દાખવજો અમર ઉલ્લાસ,
જેવા દાખવ્યા'તા વ્રજમાં
રાધારાણી સંગે ખેલીને રાસ.
હુંયે કહ્યાગરી રહીને
સેવા કરીશ મુજ જ્યેષ્ઠ બહેનીની.
દ્વારામતીએ બિરાજો છોને મહારાણી રાધિકાજી!"

રથ ધપતો હતો કાપતો પંથ
પયોષ્ણી ( તાપી ) નદીને પેલે તીર.
ખરબચડો હતો એ મારગ.
ગતિ ધીરી હતી રથની,
ને સરવા કાન દારુકના સુણીને
નિજ હૈયાને પ્રશ્ની રહ્યા
અકલ્પ્યાં કૃષ્ણ-જીવન-રહસ્ય.

એવે સુણાયો કૃષ્ણબોલ
રુક્મિણીપ્રશ્નના દેતો ઉત્તરઃ
" દેવી ! રાધા નથી દ્વાગમતીએ,
પણ છે મુજ હૈયે બેઠી
વન-વૃંદાનાં સંભારણાંની તુલસીમાળે.
વળી નથી ખેલવાના હવે રાસ
રણમાં એ જળકુંજ સમી
ભારતવર્ષે એક જ હતી વ્રજભૂમિ

કે ઝીને વેણુના નાદ
ને રાધાના નૂપુર-ઝંકાર
છ છ માસ આભે થંભ્યો'તો
શબ્દનો સોળકળાયલ શૃંગાર !"
"રાજ ! આપણેયે થવાનું અદમાને !"
વેણુ વદી વિદર્ભ કુમારી
ભર્યાં ભર્યાં કોડભરી

એને ઝીલીને કરુણ મને
રુક્મિણીરમણે ચાંપી હૈયે
શોભંતી તુલસીની માળાએ.

એ દૃશ્ય
અજાણ્યું નિહાળ્યું મુખ ફેરવતા
ને કંઈક પ્રશ્નના સારથિ દારુકે
એ ઝબક ઝબક્યો,
ને કરી સતાણ ઘોડાની રાસ
ચાબુક વીંઝી કરતા ઘાવ,
પણ પાણીપંથા ઘોડલાને
ન હોય ચાબુકના ઘાવ
એમણે સાધી છલાંગ,
ને ઊડ્યો વેગના પ્રદેશે રથ
"દેવી ! સારથિ દારુકની અશ્વવિદ્યા

બાહુકયીયે ઊતરતી નથી લગીર !"
"રાજ ! નળરાજન હતા અમ વિદર્ભજામાત્ર,
દમયંતીના સૌભાગ્યહાર !"
"દેવી ! તમેયે વૈદર્ભી છો,
પણ નથી સેવવા મુજને વનવાસ
જમાત્ર બની વિદર્ભદેશના !"
"રસવાસ સેવજો રાજ !"
ને રુક્મિણીવેણુલાના સ્વર સંગે
સુસવાટા કરતું આવ્યું બાણ.
"દારુક ! થંભાવો રથ,
પીઠેથી ફેંકે છે બાણ
કોક યુદ્ધધર્મઅજ્ઞાની !"
સારથિએ થંભાવ્યો રથ
ને ધનુષ્ય ધર્યું ઘનસ્યામે.
પછી ભાથેથી લીધું બાણ
ને એક બાણે ધરતીએ ઢાળ્યાં
સામનાએ આવતાં ત્રણ બાણ
એવે સુણાયો બોલ
એક અટુલા રથેથી શત્રુનોઃ
"કૃષ્ણ ! કાગ જેમ હરે બલિદાન
એમ કપટે હરી તે મુજ બહેની.
પુન રુક્મિણી મેલીને છાંડ સામના,
નહીં તો પોઢીશ ભૂમિએ

ને વરીશ ચિતાદેવીને
ભડભડતા અગ્નિની સાખે !"
રુકિમણીભ્રાત રુક્મિ વેણલે
રુકિમણીમુખડે મનકયા કૃષ્ણ
ભાથેથી લેતા બાણ
ને કર્ણે ખેંચી ધનુષ્યેથી ફેંકતા
પહેલે બાણે તોડયું રુક્મિધનુષ્ય,
ને બીજા ચાર બાણે
ધરતીએ ઢાળ્યા અશ્વો ચાર,
પછી હણ્યો સારથિ.

એવે રથવિહોણો રુક્મિ
તેગ ને ઢાલ લઇ ધપ્યો
જાણે અગ્નિએ ધાતો પતંગ.
એની એ ઢાલ-તલવારના
રાઇરાઇના વેરાતા દાણા શા
કૃષ્ણબાણે કર્યા કટકા

એ નિહાળતી'તી રુકિમણી કે
શા પરિભવ કરે છે કૃષ્ણ,
સૌ દર્પમૂર્તિએ ભાસી શરતા
કમળનયનાએ રક્તરેખા ભાસી.
શું બે નેત્રોએ હતા

શિવના ત્રિલોચન ખૂલ્યા શા કોપ ?

અને જેમ બાજ પંખી
ઝાલે શશનો શિકાર,
એમ કૃષ્ણે ઝાલ્યો રુકિમ
ઠેક દઇ રથેથી ઝપાટે,
જેમ પટાધર કૂદે એમ
ધરીને દોધારી તલવાર.
" શું ભ્રાતનો વધ ? "

અને ત્રાસગ્રસ્ત રુકિમણીએ
દીનભાવે યાચ્યા કંથઃ
" રાજ ! ન નિહાળીએ નાનાના દોષ,
ક્ષમા છે વીરનું ભૂષણ ! "

એ દશ્ય
સિંહે ઝાલ્યા શિકાર શું હતું,
પણ હતું અવરોધણ
દિલકંપતી ભ્રાતની બહેનીનું.
" રાજ ! ક્ષમા કરો ! "
" દેવી ! ક્ષમાપનના છે અધિકાર
શ્રમણાએ સત્ય ભૂલંતાને
વર્જ્ય છે પાપીને ક્ષમા ! "
" રાજ ! મુજ પ્રાર્થના ! "

પછી એ વેણુએ
પ્રેરાઇ કે સ્વ-ઇચ્છાએ
જીવતદાન દીધાં કૃષ્ણે,
પણ લીધા એના પુરુષત્વના નાક
તલવારે કાપી મસ્તકના
ને મૂછના અણિયાળા વાળ.

એવે આવ્યું શત્રુપરાજય કરી
બળરામજીદોર્યું યાદવસૈન્ય.
" કૃષ્ણ ! હરી તેં વિદર્ભદુલારી,
પણ જીવંત હર્યા તેં વિદર્ભયુવરાજ.
ક્ષોભને નથી થોભ.
મારવો મનુષ્યદેહ,
એના નથી લગીરેય પસ્તાવા;
પણ ન લજ્જાવવો આત્મા કો'દી ! "

અને પછી......
બળરામજી કહેતા વદ્યા રુકિમણીને:
" બેટા ! ક્ષોભ તજજે.
સંસારે છે કર્મનાં નિર્માણ.
ब्रह्म सत्यं जगन्मिथ्या
જગતના ખેલ છે બેટા,
કે તુજ ભ્રાતને દીધી નામોશી

સંસારજીવનમાં તુજ પતિએ ! "

એ બળરામજીવેણુલે
શોકમસ્ત પણ સાન્ત્વન મેળવી,
પછી વદી વિદર્ભકુમારી:
" ગુરુવર્ય ! સત્ય છે આપ વેણુલાં.
અસત્ય સંસારનિદ્રા છે,
પણ શુષ્ક જીવને સ્પર્શતાં સોણલાં
ડગ-મગ...ડગ-મગ...ડગમગાવે છે ! "
" બેટા ! પણુ છે એ
આત્માથી સનાતન અલગ ! "
એ આત્મસ્પર્શીલાં વેણુલાંએ
સાંત્વન લાધ્યાં રુક્મિણીને.
પછી દારુકહાંકયો કૃષ્ણુરથ
યાદવી સેનાનાં એકત્ર ધીરાં પ્રયાણુ વટાવી
ધપ્યો રુક્મિણી-કૃષ્ણને લઇ,
દ્વારિકાની નેમ ઢીમણો.
અને.........
ગિરિ વિંધ્યાચળે નર્મદામૂળ સમીપે
પૂગ્યો દારુકહાંકયો કૃષ્ણુ-રુક્મિણીરથ
" દેવી ! આ નર્મદામૂળ ૐકારેશ્વર
પરમાનન્દ ૐ આકારે છે,
ને વહે છે અહીંથી નિર્મળી સરિતા.

ભારતવર્ષના જ્ઞાનચિંતકોએ
દીધાં એનાં નર્મદાનાં નામ
નહાશું એનાં નિર્મળાં નીરે ? "

અને......?
કૃષ્ણે થંભાવ્યો રથ
દારુક-સારથિને કરી વેણુસંજ્ઞા.
પછી ઊતર્યું યુગલ
સોહામણું કરવાને સ્નાન.
એ નિર્મળી નર્મદા સરિતા હતી,
જાણે સંસારનો ક્ષીરસાગર;
ને મધ્યે હતી જાણે
શેષશય્યા લક્ષ્મીનારાયણની.

એ હતી જલક્રીડા
કે જીવનની પરમ ક્રીડા ?

અને...!
રથી યુગલની નીર
અશ્વ-રથ-સજ્જ
" મહારાજ ! બહુ રે
પાણીપંથા અશ્વો "
ભૃગુકચ્છ નથી

પ્રવેશ્યાં છીએ આનર્ત દેશે આપણે ! "

એ હતી ગુર્જર ભૂમિ
રસાળ વન–વૃક્ષ–સમૃદ્ધિએ;
ભૂમતાં ને ઝૂમતાં'તાં
ફાલ્યાંફૂલ્યાં આમ્રવૃક્ષ.
" દેવી ! આ ભૃગુકચ્છ.
પ્રવાસ હવે હશે આપણા
સૌરાષ્ટ્ર લગી સાગરકાંઠે ! "
" રસાળ ભૂમિ છે, રાજ ! "
" રસદેશ છે, દેવી ! "

અને રુકિમણી–કૃષ્ણ–રથ
ભૃગુઆશ્રમ સમીપેથી ધપતો'તો.
" દેવી ! આ ભૃગુ ઋષિ આશ્રમ
પરશુરામે વાઢયું'તું અહીં
પિતાઆજ્ઞાએ માતાનું શિર ! "
" રાજ ! પિતા જમદગ્નિએ દીધી આજ્ઞા
ને શિરચ્છેદ કીધો માતાનો.
ભલાં ચૂકવ્યાં પુત્રે
નવ માસ પોષવાનાં ઋણ ! "
" દેવી ! જ્ઞાને નિહાળો.
જમદગ્નિપત્ની રેણુકા

ભારતવર્ષના જ્ઞાનચિંતકોએ
દીધાં એનાં નર્મદાનાં નામ
નહાશું એનાં નિર્મળાં નીરે ! ''

અને......?
કૃષ્ણે થંભાવ્યો રથ
દારુક-સારથિને કરી વેણુસંજ્ઞા.
પછી ઊતર્યું યુગલ
સોહામણાં કરવાને સ્નાન.
એ નિર્મળી નર્મદા સરિતા હતી,
જાણે સંસારનો ક્ષીરસાગર;
ને મધ્યે હતી જાણે
શેષશય્યા લક્ષ્મીનારાયણની.

એ હતી જલક્રીડા
કે જીવનની પરમ ક્રીડા ?

અને...!
રથી યુગલની નીરખતો'તો વાટ
અશ્વ-રથ-સજ્જ સારથિ દારુક.
" મહારાજ ! બહુયે કાપ્યો છે પંથ
પાણીપંથા અશ્વો આપણાએ.
ભૃગુકચ્છ નથી દૂર.

પ્રવેશ્યાં છીએ આનર્ત દેશે આપણે ! "

એ હતી ગુર્જર ભૂમિ
રસાળ વન–વૃક્ષ–સમૃદ્ધિએ;
ઝૂમતાં ને ઝૂમતાં'તાં
ફાલ્યાંફૂલ્યાં આમ્રવૃક્ષ.
" દેવી ! આ ભૃગુકચ્છ.
પ્રવાસ હવે હશે આપણા
સૌરાષ્ટ્ર લગી સાગરકાંઠે ! "
" રસાળ ભૂમિ છે, રાજ ! "
" રસદેશ છે, દેવી ! "

અને રુક્મિણી–કૃષ્ણ–રથ
ભૃગુઆશ્રમ સમીપેથી ધપતો'તો.
" દેવી ! આ ભૃગુ ઋષિ આશ્રમ
પરશુરામે વાઢ્યું'તું અહીં
પિતાઆજ્ઞાએ માતાનું શિર ! "
" રાજ ! પિતા જમદગ્નિએ દીધી આજ્ઞા
ને શિરચ્છેદ કીધો માતાનો.
ભલાં ચૂક્યાં પુત્રે
નવ માસ પોષવાનાં ઋણ ! "
" દેવી ! ત્યાં નિહાળો.
જમદગ્નિપત્ની રેણુકા

પાણીમાં પધારી'તી સરિતાધારે.
એણે થંભી નિહાળી જળક્રીડા
સહસ્રાર્જુનની ગણીઓ સંગાથે;
ગૃહકાર્યના નારીધર્મને
વિલાસનિરીક્ષણે વિસાર્યો.
એ પારખ્યું જમદગ્નિએ ધ્યાને
કે રેણુકાના મનોવિકાર
જીવને માગે છે શુદ્ધિ !"
એ વેણુએ મલકી રુક્મિણી:
"રાજ ! ભલી કરી પુત્રે શુદ્ધિ !"
"દેવી ! પાંચ પુત્રોએ ન પાળી, એ
આજ્ઞા પાળી પરશુરામજીએ.
ફરસીએ વધેર્યું માતાનું શિર,
ને પિતાએ પછી દીધું વરદાન.
અને એ વરદાને
પુનઃ માગ્યા માતાના પ્રાણ.
છે ને ઉજ્જવળ અમરતા
જીવનના ઉચ્ચતમ જ્ઞાનની ?"

અને પંથ કાપતાં રથચક્રો
નવવધૂના પ્રણયચક્ર સંગે
મિલાવતાં'તાં જ્ઞાનચક્રસ્વર,
સૌરાષ્ટ્રની નેમે સંચરતાં.

## ( ૬૯ )

## રુક્મિણીલગ્ન

યદુપુરીના દીસ્યા ઘુમ્મટ
ને હણહણ્યા રથઘોડલા,
એવે વધો ફરીને દારુકઃ
" રાજન્! દ્વારામતી આવી ! "
" દારુક ! તુજ કુશળ સારથિવિદ્યાએ
મોડીયે વહેલી વહેલી આવી ! "

એ કૃષ્ણવેણુએ

એ મહાલયખંડમાં
અંબર ને કસ્તૂરી સુવાસ
મૂંઝવતી ભાસી એને.
કંપી એની કાયા,
ને ભીંજાણી પ્રસ્વેદથી દેહાવલી.
પરવશ ભાસી આજ નવવયા
ને નયનકમલ મીંચી સંચરી
ડગ ભરતી અવકાશિકાએ.

એવે આવ્યા કંથ
ને કંઠે લાગ્યાં આલિંગન.
ઉરસરોવરિયે વિકસ્યાં કુમુદ.
ઉલ્લાસિત થયું હૈડું,
ને ઊઘડ્યાં નયનાં રસાળ
પ્રાર્થતા આભના ચંદ્રને
કે ન લજાવે તેજલ ધારે.

અને એ પ્રાર્થના સુણી
રજનીના શૃંગારે પછી
સંકેતે બોલાવી આભે વાદળી;
લીધા પછી એના આડ
કે પ્રથમ રાત્રિએ નવવધૂની લજ્જા
ન લાજે લજ્જામણીએ

## ( ૭૦ )

## જાંબુવંતીલગ્ન

અને માસો વીત્યે એક દિ'
રાણી રુકિમણી સંગે ખેલતા'તા
દ્વારિકેશ પાસાના ખેલ.
" રાજ ! અદ્ભુત ભાસો છો ! "
" દેવી ! કળાએ ખેલે એના સંસારે
સદાય પડે પોબાર.
હજી તો ખેલવી છે મારે
ભારતવર્ષના ચોપાટને પડે
યુગ દ્વાપરની બાજી. "
" રાજ ! સોગઠાં મંડાણાં છે ? "

એ પ્રશ્ન રહ્યો અણુત્તર,
ને પ્રવેશ્યો પરિજન.
" મહારાજ ! તેજાંબરે આજે સારુંયે નગર
સૂર્યદેવ યાચે છે આપ દર્શન. "
" શું આભ ઊતર્યું પૃથ્વીએ ? "

અને હસ્યા કૃષ્ણ
ચંદ્રમુખી રાણીને મુખડે.
" રાજ ! ચન્દ્ર ને સૂર્યેય પધારે

આપનાં ઓજસ્ ઝીલવા !"
અને વદ્યા કૃષ્ણ મલકાતા:
"પરિજન ! પ્રવેશાવો."

અને પ્રવેશ્યો પ્રણમતો સત્રાજિત યાદવ
કંઠે પહેરીને મહામણિ.
"સત્રાજિત ! મહાશોભા છે મણિની !"
"મહારાજ ! આઠ ભાર સુવર્ણ દિ'નું તેજ
પ્રકટાવે છે આપ મહાનુભાવની આશિષે."

એમ...એમ...
વાર્તાલાપ પછી સિધાવ્યો સત્રાજિત,
ને વાયુવેગે પ્રસરી વાત
સારીયે દ્વારામતી નગરીએ.
એ સુણી ઉગ્રસેન રાજને
ને મંગાવ્યો કૃષ્ણ દ્વારા મણિ
શોભંતો નિહાળવાને કાજ.

પણ......
ધનલોલુપ સત્રાજિત યાદવે
અસ્વીકારી માગણીને.

અને એને

વીત્યા દહાડા ચાર.
સત્રાજિત યાદવ હતો ગૃહબહાર
ને નિજ ભ્રાત પ્રસેને
સોહાવ્યો મણિ કંઠે,
ને અશ્વ આરૂઢી સંચર્યો મૃગયાને કાજ.
અને મૃગયા શિકારે
અનાયાસે ઝપટ્યો ગીચ ઝાડીમાં
ને બન્યો સિંહનો શિકાર.

અને તહીં દ્વારામતીએ
સત્રાજિત આવ્યો ગૃહે
ને અદૃશ્ય પેખ્યો ભ્રાત પ્રસેન.
નિશ્ચિત ભાસ્યું એને કે
ભ્રાત હણ્યો કૃષ્ણે અવશ્ય
મણિની લોલુપતાએ.

પ્રસરી વાર્તા આ
સારીયે દ્વારિકા નગરીએ
ને સુણ્યો કૃષ્ણરાજે
કે આક્ષેપના ઓઢાડાતા'તા ઢગ.

અને એમણે
વનના લીધા મારગડા.

દૂર...દૂર... રૈવતાચળ તળેટીએ,
ગિરિની ગાઢ ગીચ ઝાડીએ,
કૃષ્ણે દીઠો મૃત અશ્વ,
ને દીઠો આત્મવિહોણો અસવાર પ્રસેન.
પછી દીઠા જકડપકડના ખેલ
ખેલાતા સિંહ ને રીંછના.
એવે બળવંતા રીંછે
હણ્યો કેસરી સિંહ
ને ઝમક પડ્યો ઝમકતો મણિ ગ્રહી
સંચર્યો... અદૃશ્ય થયો.
ઘોર અંધકાર વ્યાપ્ત
પહાડ કોતરી ભયંકર ગુફાએ
કઠિન હતાં જેનાં ઉતરાણ.

એમાં ઊતર્યા કૃષ્ણરાજ
વૃક્ષમૂળ ઝાલીઝાલીને
અંધકારે ફેરવતા ડગ,
જાણે પાતાળના નાગ લેવા
ઊતરતું પૃથ્વીનું જ્ઞાન.

અને પછી... પછી...
કસાયેલ દૃઢ દેહધારી,
યુગપુરુષ ઊતર્યો ઉતરાણ,

ને દીઠું તેજાબર તેજનું.

એ હતો વિશાળ ગુફામહેલ
ગુબજઢાકયો ગિરિ રૈવતાચળનો.
મહી પ્રવેશદ્વાર સમીપ
ફૂનડાએ ખીલેન રસ-રંગીલુ
એક હતુ નાનેરુ ઉદ્યાન

એમા ઘૂમતુ'તુ એક
સૌંદર્ય અનુપમ નારીપુષ્પ

એ હતી રીછરાજદુલારી
ખેનતી મણિ સોહતાએ.
એણે દીઠો માનન અણજાણ્યુ
ને ભયગ્રસ્તતાના ભારે ભારે
ચીસસીત્કાર કોધો કરુણ

એ સૂણીને
પરખી પુત્રીની રીડ,
રીછરાજ જાંબુવાન ધાયા

એ વૃદ્ધ માનવદેહે
રીછચર્મનો હતો પહેરવેશ.
મોએ હતી કરચલીની રેખા

દાખવતી વર્ષોનાં જીવન
પણ પૂર્ણ મક્કમતા ને શૌર્યના
કપોળકરચલીએ હતા ઇતિહાસ.

અને એણે
ગુફામહેલે પ્રવેશ્યો માનવી નિહાળી
દીધી છલાંગ.
ક્રોધ-પારાશીશીએ કોપાગ્નિ પ્રસર્યો.
' મારું...કે...ખાળું...
કે પાતાળનાં પડળ વીંધી
દફનાવું રસાતાળે ?

અને વણચિંતવ્યો જીવલેણ હુમલો
યુદ્ધદક્ષ કૃષ્ણે ખાળ્યો,
ને પછી લીધા ને દીધા દાવ
દ્વંદ્વયુદ્ધે બે બળિયાએ.
મુષ્ટિકાના વજ્ર શા પ્રહાર
અન્યોન્ય સહતાં'તા કસાયેલ દેહ.

પણ વૃદ્ધ દેહ રીંછરાજનો
વીત્યા કાળના ઘસારે
શ્વાસતો'તો ક્ષીણ આજ,
અને પડ્યો—

પહાડ પડયો જાણે—
એમ પડયો રીંછરાજ જાંબુવાન
અંગે રેબઝેબ પ્રસ્વેદે.
" માનવ ! કયો યુગ પ્રવર્તે છે ? "
શ્વાસની હાંફતાં હાંફે
ગુફાની છાપે પડયો વધ્યો.
" રીંછરાજ ! દ્વાપરની સંધ્યા છે,
અને તુજ જીવનનીય
આજ છે આથમતી સંધ્યા.
ભાવિ જીવનના સોહણાની
છે કંઇ એવી અભિલાષા ? "

અને ધરતીએ ઢળ્યો વદ્યો
અણનમ યુગ ત્રેતાનો સિદ્ધ સૈનિક
અટ્...અટ્ટહાસ્ય કરીને
આશ્ચર્યના ઉદ્ગારે ઉદ્ગારે:
" શું કૃષ્ણાવતાર થયો ? "

અને મલકામણે મલકયા કૃષ્ણ:
" રીંછરાજ ! કયા ભવિષ્યે પેખો છો ? "

અને ઉચ્છ્વાસ સમાવતા
વદ્યા રીંછરાજ જાંબુવાનજી:

" યુગપુરુષ ભાસો છો,
કહે છે મુજનો પરિચિત કાળ.
રામાવતારે યુગ ત્રેતામાં,
વૃદ્ધ દેહે લડ્યો'તો હું
સીતા-અપહરણની કરતો વહાર."
" હજી ! એ જ દેહ ?"

એ પ્રશ્નનો ઉત્તર દીધો
મલકામણે રીંછરાજે:
" યુગપુરુષ ! દેહના છે અમરત્વ
સ્તંભને પ્રાણવાયુના.
સમાધિસ્થ સેવું છું સંસાર
મુજ પુત્રીના ઉછેરને કાજ,
પણ પેખું છું
પ્રાણ, હૃદયબળ, ઇન્દ્રિયબળ ને દેહબળ.
આપ મહાનુભાવે આજ
શું અવતર્યા છે મારા રામ
આજ યુગ દ્વાપરને તારવા ?"

અને મલકામણે મલક્યા અવતારી:
" જાંબુવાનજી ! અવતરણનાં રહસ્ય
શાસ્ત્રોક્ત સંસારે છે.
જાણે એ તરે જગ.

પણ જાણે કે અણજાણે,
મુજ શિરે આવ્યો છે મિથ્યા આક્ષેપ
મણિના અપહરણનો
એ છે આપ પુત્રીની પાસ !"

એ વેણલા સૂણી
મલક મલક્યા રીંછરાજ જાબુવાનજી
"રાજ ! મણિસંગે અપનાવો
મુજ પુત્રીનાં સદા સૌભાગ્ય !"

અને ?
"બેટા, જાંબુવતી, આવ સમીપ !"
અને સુંદરી આવી પરમ સૌંદર્ય સમીપે
વિકસિત એ વનફૂલડાના દેહે
આછા આછા હતા કંપ,
પોયણા શા ફરતા'તા ઓષ્ઠ,
ને ઉરફૂલડાની પાદડીએ પાદડીએ,
ગુંજારી હતી પુરુષમિલનની.
"બેગ ! વને વસીને બેથી ખિનોણા,
પંખીડા સંગે ગાયા ગીત,
વેલીવૃક્ષને વિકસાવ્યા રસાળ.
હવે સંસારના ઉદ્યાનમાં
કૃષ્ણવૃક્ષની બનીને વેલી,

બેટા, વિકસાવજે ગૃહસંસાર!"

પછી યોગેશ્વર કૃષ્ણ સંગે
જાંબુવંતીનો થયો હસ્તમેળાપ.

એવે ગુફાદ્વારેથી જાણે
રેલાયો રીંછપ્રવાહ.
હૃષ્ટપુષ્ટ કસાયલ દેહી
હતા એ વનવસંતા માનવ
દેહે ધરતા રીંછચર્મ બખ્તર;
સુણી ધાયા હતા નિજ રાજનની વહારે
રીંછનખનાં પહેરી આયુધ
કે હૃદય ચીરે તીવ્ર નખઆયુધે.

એ નિહાળી વદ્યા મલકામણે
રીંછરાજન જાંબુવાનજી:
" વહાલા રીંછજનો! ધૈર્ય ધરો
ને શમાવો વૈરના ભાવ!"

અને વિશાળ એ ગુફામાં
હાર કરી ઊભા ચનજનો
નિહાળતા ઊભી ત્રિપુટીને.
મધ્યે હતો વૃદ્ધ યોદ્ધો.
કાળ કહેતો હતો

એના શૌરીલા ઇતિહાસ.
દક્ષિણ બાહુ હનો જામાત્ર
ને ડાબી પે હતી પુત્રી.
યુગલ શોભતું હતું
રૂપ રંગ ને યૌવન ભર્યું.
એનાં બે મસ્તકે પછી
આશિષના મેલીને બે હાથ
વદ્યા વૃદ્ધ જાંબુવાનજી:
" વનજનો ! આનંદો આનંદો આજ
ને આનંદવર્તમાન દો
રૈવતાચળના સારાયે ગિરિને.
વૃક્ષને કહેજો આનંદે ડોલે
ને કહેજો પંખીડાંને કે
ગાય આનંદનાં ગીત.
તમ વનકુમારી આજ
વરે છે નગરકુમારને ! "

એવે વદ્યો એક
વનજનોએ ભાસતો અગ્રણી:
" જાંબુવાનજી ! અમે તો જાણ્યું કે
રૈવતાચળનો ગુંબજ ચીરી
ઊતર્યો છે આભનો કોપ.
આભ હશે તો આભને પીંખશું

રીંછ–નખ–આયુધબળે. ”

અને લગીર અટકી
નિહાળી અન્ય સાથીલાઓને
વદ્યો એ ક્રોધીલાં વેણ:
“ જાંબુવાનજી ! પરાજય પામીને જો
વનદેવીને વરાવતા હો તો
રીંછ–નખ આયુધ અમારાં
લજ્જાઈને ઊતરશે રસાતળે ! ”

એ વેણલાં સુણી
કૃષ્ણ–જામાત્રના મુખડે મલકી
હસ્યા રીંછરાજ જાંબુવાનજી:
“ શૌરીલા વનજનો !
નથી હરાવ્યો કો' નગરજને
પણ દીધા છે મુજને પરાજય
સ્વયં પરબ્રહ્મે પધારી,
યુગ ત્રેતાના રામાવતારે.
વૃદ્ધ વયેયે ખેલ્યો'તો
લંકારાજન સંગે જંગ,
વીર હનુમંત ને સુગ્રીવજી
મુજ સમીપે હતા બાળ.
વનજનો ! એ કાળે મારા રામે
વણમાગ્યાં દીધાં'તાં વરદાન

કે યુગ દ્વાપરની સંધ્યાએ
મુજ હૈયે ઉગાડશે
કૃષ્ણચંદ્ર ચાંદનીનાં તેજ.
ફર્યાં અનેક ચક્ર
તમ કુલની કુંજોમાં,
પણ ગુરુ વસિષ્ઠ શીખવ્યા
પ્રાણાયામ યોગે પ્રાણના સ્તંભને
હજી લગી સેવ્યો છે સંસાર.
પણ આજ......? "

અને વેણ રહ્યાં અધૂરાં
ભક્તના વાત્સલ્યભાવે
કે જામાત્ર બની પધાર્યા છે આજ
યુગ ત્રેતાના તારણહાર
શું દ્વાપરેયે ભારતને તારવા ?

અને...?
ગુફા બહાર લગી ને
રૈવતાચળ ગિરિદેશે દૂર દૂર લગી
વળાવ્યાં પુત્રી ને જામાત્ર
વૃદ્ધ જાંબુવાનજીએ પ્રીતે.
પછી અકેલાં ભર્યાં ડગ
યુગલે એકાંત પ્રવાસે.

એ રૈવતાચળની ગીચ ઝાડી પછી
હતો સપાટ પ્રદેશ
ધાન્ય ઉગાડતો ધરતીએ રસાળ.
એને ઉથનાવતા હળે ખેડી
સૌરાષ્ટ્રના શ્રમજીવી
ઋતુ વર્ષાની નિહાળતા વાટ.
એ નિહાળી વદ્યા કૃષ્ણ
" વનદેવી ! દૂર છે દ્વારામતી,
તમ દેહે ભાસશે શ્રમ
કહો તો પાઠવું
પેના ધરતી ખેડતા શ્રમજીવીને
કે સદેશ પાઠવી દારુકને
અણે દ્વારામતીએથી રથ "
" નાજન્ ! અમે તો વનના બાળ,
શ્રમ તો લાગે નગરવાસીને "

અને વદતા વદતા વેણ
એ ડગ ભરતી લજ્જાઇ
ઘનશ્યામે લાગ્યા નયન દગ્માણે
એવે બોલી કોકિલા
' કુ ..ઉ . ક . '
ને ફરી બોલી
' કુ ..ઉ...ક ' ' કુ ..ઉ ..ક '.

## ( ૭૧ )

## જાંબુવંતીને ઉપવાસે

એ રાજમહાલય
હતો રાજરાજેશ્વરી રુક્મિણીનો

આજ વીત્યા'તા દિ'

પણ નહોતા પધાર્યા હૈયાહાર
મણિના શોધને સંચર્યા.

પ્રતીક્ષા કરતી વિરાજી હતી
વિચારખંડે રાજરાણી.
એવે આવી દાસી,
વયે નાની નાની
ને માંડ ઓઢતી લીલવર્ણી ઓઢણી
મલક વેરતી મલકામણાંનાં પુષ્પઃ
" રાજરાજેશ્વરી ! પધાર્યા છે ! "

એ વેણુએ
ચિંતનેથી જાગી રુક્મિણી.
" કોણ ? કૃષ્ણરાજ ? "
" રાજરાજેશ્વરીજી ! પધાર્યા છે કૃષ્ણરાજ,
પણ સંગાથે લાવ્યા છે...
નહિ કહું...!

અને અટકી એ
રાસ લેતી હાસ્યના રાસમંડળે.
" છોડી ! કહે જોઇએ, ડાહી,
કોણને લાવ્યા છે રાજ ? "
અને બહુ બહુ વિનવણે

વદી વેણુ નાની દાસીઃ
" દેવી ! શીંછડી લાવ્યા છે
કો' વનવગડેથી ઝાલીને
કૃષ્ણરાજ આપખેલનને કાજ ! "
" છોકી ! તું કરજે એનાં '
પ્રીતે લાલનપાલન,
શીંછડીને દેજે રસભોજનિયાં
ને પોઢાડજે શય્યા પાથરીને ! "

એ વેણુએ
ઓજમનાં દિવ્ય તેજ
પ્રસર્યાં રાજરાણીને ખંડે,
ને પધાર્યા યોગેશ્વર,
યુગ દ્વાપરના સંસારના સાથી
સારાયે વનને દોરતા પૂંઠે
વનકુમારીના પરમ સૌંદર્યે.
" દેવી ! વને ગયો મણિશોધને
એવે લાધ્યો મણિ,
ને વનરાજન જાંબુવાનજીએ
પહેરાવી મુજ સંસારકંઠે
વનની સૌંદર્યકુમારી ! "

એ વેણુએ મલકી

રાજરાજેશ્વરો યદુપુરીનીઃ
" રાજ ! આપ કંઠે વૃંદાની તુલસીમાળે
વિરાજે છે રાધારાણી,
હવે સોહાય વનમાલા.
શાં રહેશે મુજનાં સ્થાન ? "

એ મર્મવેણલાં
ઓઢણી સંકોરતી વદી રુકિમણી.
પછી આવકારતી જાંબુવંતીનેઃ
" બહેની નાનેરી ! આવ પ્રીતે
ને સોહાવ મુજનો સંગાથ.
કૃષ્ણરાજના પ્રણયપૂરને
આપણુ બેના પ્રણય
હજીયે રહેશે અધૂરા,
લાધશે જ્યાં લગી
સોળ હજાર એકસો ને આઠ ! "

એ વેણલાં
હતાં કટાક્ષનાં કે
ભાખ્યાં હતાં કાળપ્રવાહે ?
એની રહી સમસ્યા.

અને પછી ?

( ૭૨ )

## સત્યભામાલગ્ન

એ ઉદ્યાનમાં
રંગ રંગ ખીલ્યાં'તાં ફૂલડાં
લેનડાવતાં લહાણાં મધુરા પરાગનાં
સંગેમરમરની પાટે વિરાજી
રસીલી ત્રિપુટીને.
" ગજ ! કેવાં ખીલ્યાં છે ફૂલડાં ! "

રુક્મિણીવેણુએ
વદંતીને મુખડે ફરતો કર
દબાણો નેત્રો દાબતો;
ને પછી ફર્યું મુખડું
મલકતું ચુંબતું જાંબુવતીને:
" દેવી ! ખીલ્યાં છે ફૂલડાં
તુજ સૌંદર્ય શાં રસાળ ! "

રતીશશ્રેષ્ઠ નાયક કૃષ્ણે

બેય નાયિકાને પ્રશંસી

× ×

એવે ટહુક્યા મયૂર,
'ટેહૂ ટેહૂ' કરતા
રૂપ અનુપમ યૌવનભરી ભરી
કલ્પી સૌંદર્યપૂર વાદળી
એ જોબનના નવરંગે ઝૂલતી
ડગ ભરતી આવતી કુમારિકાને
નિજ પિતાના સાન્નિધ્યે
"પધારો સત્રાજિતજી!"
આવકારી કર્યાં સત્કાર
આવતાંના યોગેશ્વર કૃષ્ણે
"સત્રાજિતજી! આનંદો તો છોને
પુન થઈ મણિની પ્રાપ્તિએ?"

એ કટાક્ષવેણુનાનો પ્રયોગ
અવશ્ય ડંખ્યો'તો સત્રાજિતે
"કૃષ્ણજી! મણિના તેજે દીધા છે
મુજને અપયશના અંધકાર
લાવ્યો છું મણિ સંગાથ
મુજ પુત્રીરૂપી રમણી
આપ ગુણજ્ઞને અર્પવાને કાજ
સ્વીકારશોને, પ્રભો?"

અટક્યો સત્રાજિત ને
માંહોમાંહે દીધી તાળી
બે રસીલી રાણીઓએ,
અને હસી રુકિમણી.
" બ્હેની ! કૃષ્ણરાજની સંસારભૂમિએ
આજ થાશે ત્રિવેણીસંગમ ! "
ને આવકારી સત્યભામાને
રાજરાજેશ્વરી રુકિમણીએ પ્રીતે:
" બ્હેની ! પધાર ને પિછાણ
તુજની બે જ્યેષ્ઠ બ્હેનોને ! "

અને...... ?
એ ગોધૂલિટાણાના લગ્ન પછીની
બાલ્યકાળે હતી રાત્રિ,
ને કિશોરવયી સત્યભામા
ત્રયોદશીના ચંદ્રોદયને ટાણે
બે બ્હેનડી સંગે નિહાળતી દશ્ય
વિહરતી હતી ડોલ–મદડોલ
મુગ્ધાવયના રસદેશમાં.

એ હતી અવકાશિકા,
ને હતા નારીસૌન્દર્યના
રૂપાનુપમ ત્રિવેણીસંગમ.

ઘેલા...ઘેલા...ચંદ્રના દેશે
જ્યાં.........
રેલાતી'તી ચાંદની રસાર્દ.

એવે રાણી જાંબુવંતીએ
અવકાશિકાએથી દીઠાં કૃષ્ણ–ચંદ્ર–તેજ
પ્રકાશંતા શયનખંડે.
નિહાળીને એ
મુખડે પ્રસર્યા મલકામણાંના છોડ
અને સીંચ્યા રાજરાણી રુક્મિણીએ,
ને પછી ફૂલડાં શાં વેણલાં
વેરાણાં મુખ રસીલેથી:
"બહેની સત્યભામા!
પધાર પ્રાણેશની પાસ
ને સતાં શય્યાઆવાસને
અસતાં કરીકરીને
રેલાવજે શૃંગારનાં ગીત!"
ને પછી......
બે બહેનડ શી સખીઓએ
દીધા રસઝરંતી કરતાળી,
ને વદી જાંબુવંતી
રોળ કરી ગાતી રાગ:

• • • • •

" સખી ! પ્રણયની એ રાત
સખી ! પ્રણયની એ રાત,
નયણાં તલસે છે પ્રણયનેહનાં ! "

એ પદ પૂરું થયું ને
મલકામણે મલકી રુકિમણીઃ
" બ્હેની ! તારાં નયનાં ! "
" દેવી ! સત્યભામાનાં નેણલાં ! "

અને કટિએ લચકંતીએ
અમે ગાયું ગીત માધુર્યભર્યું:
" સખી ! પ્રેમની એ રાત
સખી ! પ્રેમની એ રાત
હૈયાં વરસે છે પ્રેમમેહનાં ! "
" બ્હેની ! તુજ પ્રેમસમાગમે
વર્ષ્યાં હશે પ્રેમના મેહ ! '
" દેવી ! આપ સમાગમે ? "

પછી ગીતના કર્યાં સ્વર લલકારઃ

સાખી
" ચંદા વરસે ચાંદની ને તારા વરસે તેજ,
માઝમ રાતે ઝરમરે, ગીતલડાં રંગતેજ ! "

અબોલ વીતી પળ
ચાંદનીના આભસાગરે,

ચન્દ્રમા તરતો હતો જ્યા

અને નિહાળી
રાણી રુક્મિણી વદી
"બહેની ! તે ગાયું સારું યે ગીત
ગાઉં ને હું છેલ્લી કડી ?"
"દેવી ! અવશ્ય ગાઓ આજ,
રાત્રિયે ચડી છે રમણાએ !"

અને ગાઈ કડી સ્વરે
રાજરાણી રુક્મિણીએ પ્રીતે
"સખી, આભની એ રાત,
સખી, આભની એ ગત
અનત હસે છે બ્રહ્મનેકના !"

અટક્યું એ ગીત,
ને શબ્દશબ્દે ગુંજ્યા અરશેપરપ
છેલ્લી કડીના સ્વરભીના શબ્દરહસ્ય,
ને બ્રહ્માંડના દેનકે
પરબ્રહ્મે દીધી થાપ.

એના ગુંજારવ
કહેશો કેટકેટલાએ સુણ્યા હશે ?

( ૭૩ )

## પ્રદ્યુમ્નજન્મ
## ને
## હસ્તિનાપુરગમન

એ શુભ દિને
મેઘમાલાએથી જાણે જન્મ્યો મેઘ
આનંદકારી યાદવનગરીએ,
રાજરાજેશ્વરી રુક્મિણીકૂખે
અવતર્યો પ્રદ્યુમ્ન યુવરાજ,
ને વધાઇ દેવા અંતઃપુર બહાર.
અંતઃપુરની લલનાની ઊડંતી ઓઢણી
મેઘધનુષ્ય શી નવરંગી રસાળ
શોભા દેતી'તી ઝબકી,

મનોહર નૂપુર–ઝાંઝર ઝણઝણાટે
પૂરે વહી આનંદસરિતા,
ને ઉત્સાહના સાગરે મળી
મૃદુ મૃદંગ ને શંખનાદને
આનંદ અનુપમ કરાવવા ઘોષણા.
પછી પ્રસર્યો હર્ષાનંદ
વધાઇ સુણી યુવરાજજન્મની.
ને નગરને ગૃહે ગૃહે
ઊડયાં ધ્વજાપતાકા
ઉલ્લાસ ને કહેતા રંગરાગ.

અને રાજમહાલયખંડમાં
પ્રવેશ્યા જ્યોતિર્ભૂષણ,
ને દ્વારિકેશે આવકાર્યા એમને:
" પધારો, બ્રહ્મવિદ્વર્ય ! "
" રાજન્ ! સિદ્ધાઃ સન્તુ મનોરથાઃ ।
પારણે ઝૂલ્યા યુવરાજ,
ને છે શુભ મુહૂર્ત આ ઘડી
પિતાએ નીરખવા પુત્રમુખડું ! "

અને ડગ ભર્યાં યોગેશ્વર કૃષ્ણે
અંતઃપુરનાં ચડતાં સોપાન.

પછી એ ખંડમાં
પારણે ઝૂલતો'તો બાળયુવરાજ,
અનુપમ કાન્તિ હતી
ઝંખવાવતી પ્રદીપોનાં તેજ.
" બ્રહ્મવિદ્‌વર્ય ! કેવાંક છે ભાવિભાખ્યાં
માહાત્મ્ય કુમારના ભાગ્યે ? "

શું જાણણહાર અજાણ થઇને
જ્યોતિથી મુખે વદાવતા'તા વેણ ?
" મહારાજ ! ઉગ્રભાગી યુવરાજના લલાટપટે
લખાયાં છે આપ શૌર્યબળનાં
ને ચક્રવર્તીપદસ્થાનનાં સમર્થન. "

અને પોઢેલી મહારાણીએ
નિહાળ્યો બાલચંદ્ર શો પોઢેલો:
કૃષ્ણચંદ્રનું જાણે પ્રતીક !
પછી નેત્રે દીધાં અભિનંદન
રાણી રુકિમણીને કૃષ્ણે
ને ભર્યાં ડગ સભામંડપે
ચોપદારે પુકારી નેકી
તાજવિહોણા ભારતસમ્રાટની.
અને નરનારીસમૂહે
ઘનસ્યામનાં રૂપદર્શન કાજ

નેત્ર ઉઘાડી ઉઘાડી ઉવાર્યાં

એવે રાજમહાલયના વિશાળ ચોકે
રેબઝેબ પ્રસ્વેદ નીતરતા અશ્વેથી
ઊતર્યા હસ્તિનાપુરનો કાસદ
અથ રાજન્ ધૃતરાષ્ટ્રે પાઠવ્યો.
" મહારાજ ! પ્રણમું છું હું ! "

અને કર્યાં એણે ચરણવંદન
" કાસદ ! ક્ષેમકુશળ છે ને
હસ્તિનાપુરે સર્વ ? "

એ વેણુલે
મનના મનોમંથનભાવ
પ્રકટ્યા પરસ્પર નિહાળતા મુખડે
" કાસદ ! શા છે સમાચાર ? "

અને ખચકાતા ખચકાતા
વદ્યો એ ધીરા ધીરા
અકેલા કૃષ્ણકર્ણે સુણવા વેણુ
" મહારાજ ! આજના શુભ દિને
પરમ ઉત્સાહે આનંદે
સમાપ્તિએ દઈશ સમાચાર
આપ આપ્તજનોના હસ્તિનાપુરના ! "

અને કર્યું યોગેશ્વર કૃષ્ણે
અનેક કર્ણે સુણાતું હાસ્ય.
" કાસદ ! અશુભ ભાસે છે સમાચાર,
પણુ અલિપ્તને ન હોય ભેદ
સંસારે શુભ–અશુભના.
શા...શાં...છે ? "

સુણતાં એ કોડે
સરવા માંડયા સુણવાને કર્ણ.
અન્ય હતાં સુણતાં
વાજિંત્રોએથી વાગતાં મધુરાં ગાન.
" મહારાજ ! છે અશુભ સમાચાર
પાઠવ્યા રાજન્ ધૃતરાષ્ટ્રે
કે વારણાવતની નાની નગરીએ પધાર્યાં'તા
પાંડુપુત્રો કુંતી માત સંગાથે
પશુપતઉત્સવે લેવા લહાણાં.
એવે નૂતનબાંધ્યા કળામય શિલ્પ મહેલને
ઘોર એ અંધારી રાત્રિએ
ભરખ્યો અગ્નિજ્વાલાએ.
એ ટાણે આભનાં ગહ્વર
પવન ફેંકીને કરતાં'તાં સુસવાટ,
ને સારોયે મહેલ
ખાખ થઇ ધરતીએ ઢળ્યો.

મહીંથી લાધ્યાં છ મુડદાં
પાંડુપુત્રોનાં માતા સંગે.
પ્રભો ! કરણુ આ કહાણી છે ! "
" યદ્દચ્છા ! " એ વેણુ
વદ્યા યોગેશ્વર કૃષ્ણુ.

શું હશે અજાણુ સત્ય
ભારતના ભાગ્યવિધાતાથી ?

અને આનંદના સાગરે ભળી
નાની નાની શોકસરિતા.
કોકે ઝીલ્યાં જેમ,
કોક ઉપહાસ્યા મસકી,
કોકે આત્મજ્ઞાને પારખી
રહસ્ય પારખ્યાં સંસારજીવનનાં.

પણુ......
સંસારપર યોગેશ્વર કૃષ્ણે
લોકજીવનને કાજ
પહેર્યો શોકભરત વાઘા.
ને પછી
આજ્ઞા લઇ ઉગ્રસેન રાજાની
ને માતા-પિતા વગેરેની

ભ્રાત બળરામજી સંગાથે
સંચર્યા હસ્તિનાપુરનેમે.

○ ○ ○ ○

એવે દ્વારામતીએ ?
અક્રૂર ને કૃતવર્માના મિલને
રચાવ્યું સ્યમંતક મણિનું રામાયણ.
એમણે ભમાવ્યો શતધન્વાને કે
લગ્ને સંકલ્પકીધી કન્યા
પિતા સત્રાજિતે વરાવી
યદુઅગ્ર કૃષ્ણ સંગે.
અને એના
વૈરભાવ વેગે પ્રસર્યા,
ને પ્રજળ્યો ક્રોધાગ્નિ,
મહીં ઘૃત હોમ્યું 'બે'એ
ને વધી વૈરજ્વાલા.
એ જ્વાલાની જ્યોતે જ્યોતે
શતધન્વાએ હણ્યો સત્રાજિત.

એ સુણ્યું...

એ જાણ્યું...
કૃષ્ણવેરી સત્રાજિતપુત્રી
મનો-સત્ય-મહી સત્યભામાએ.

ને દ્વારામતીએથી સંચરી ગ્યે વિરાજી
મૃત-પિતા-દેહને વિજ્ઞાનાજન નાખીને
હસ્તિનાપુરે કૃષ્ણ-મિલને

અને હસ્તિનાપુરે !
લૌકિક કરી સાન્ત્વન દઈ
પુન પધારતાં'તા દ્વારિકા
કૃષ્ણ બળરામજી સંગે, એવે
આવી રાણી સત્યભામા
ને કીધા અપાર રુદન
કહીકહીને સારોયે ઇતિહાસ
જન્મદાતા પિતાના વધનો.
" દેવી ! ચક્ર છે આ સંસાર ! "

એ કૃષ્ણવેણુએ
સૌંદર્યપૂર સત્યભામામુખડે
ક્રોધચક્રે લીધા ઘુમણિયા
" રાજ ! નહોતા સહેજે સંશય
કે વરી નારીમય નરને.
વ્રજે લીધા ગોપાંગના સંગે રાસ
ને બન્યા નારીસ્વરૂપ નર.
આજ પ્રત્યક્ષ દે છે એની
પ્રતીતિ તમ વેણુના "

ક્રોધે વદી વેણુલા
સત્યભામાએ સાધ્યા પછી
અટક્યા બોલના દોર·
" રાજ ! ચૂડી પહેરી ખણુખણાવો
ખનનન...ક કણુધૂધરી
તમ નેણુના ધનુષ્યેથી
છૂટશે નારીજીત દગ્બાણુ,
પણ અવશ્ય ..
નિ સ શય..
નહિ છૂટે બાણુ
અરિના હનનને કાજ ! "

એ હતા મનોમ થન
રાણી સત્યભામાના રોષે.
" દેવી ! મુજ ટૂ ક ઉત્તર હતો
કે 'સંસારચક્ર છે.'
તમે દીધા એના પ્રત્યુત્તર
લાંબા ..લાંબા ..બહુ રે લાંબા,
દાનમતીના પ્રણયથીયે
અતિ અતિ લાંબા ! "

પછી ..?
સંચર્યો રથ હસ્તિનાપુરેથી વળી

દ્વારામતીને મારગડે ધપતો
ને પૂગતો સંચલન નેમે.

અને દ્વારામતીએ...!
ભયગ્રસ્ત બન્યો બીરુ
યુગપુરુષ કૃષ્ણ હાકે,
શતધન્વાએ લીધા મારગડા
કે વનવગડે લે આશ્રય.
પણ......!

એ હતી પૂંઠ પકડાઇ
ને આભે દૂર દૂર
ચલચિત્ર શાં હતાં દૃશ્ય
એવે શ્રીકૃષ્ણે
દૂર દૂર દ્વારિકા નગરીએથી
વિદર્ભપુરીએ ભાગંતા શતધન્વાના જીવને
દેહથી કીધો વિરક્ત,
દેહ-લોલુપતા વિસરાવી
પરબ્રહ્મનાદના મહામારગડે,
ફેંકીને સંસાર-ક્રમ-વર્ધન ચક્ર
અવતારીના પરમ ઓજસ્નું.

એ અવતારો ક્ષીરસાગરનો

હતો પરબ્રહ્મમય.
" બળરામ ભ્રાત ! હણ્યો છે સંસારે
શતધન્વા સત્યઅવરોધક,
શી આજ્ઞા હવે ? "

અને નિહાળી આસપાસનું દૃશ્ય
વદ્યા બળરામજી:
" કૃષ્ણ ! પુનઃ પધાર દ્વારિકા તું.
હું સેવીશ પરોણાગત મીઠી
મિથિલા નગરીએ જનક રાજનની. "
" જનક રાજન...! "

એ કૃષ્ણવેણે મલકયા
વદતા બળરામજી પછી:
" કૃષ્ણ ! જનક જગતસુપ્રસિદ્ધ
તો હતા રામાવતારે,
પણ આજ છે એના વંશજ
જગતને સુણાવતા ભૂતકાળના ઇતિહાસ.
જગત ચડે છે કે પડે છે ? "

એ મહાસમસ્યા
રહી અધૂરી......
ને સ્વાગત થયું એવે

બળરામજીનું જનકનગરીએ;
ને સંચર્યા કૃષ્ણ દ્વારિકાનગરીએ
એવે મણિની થાપણ રાખનાર
અક્રૂર આવ્યા ને સમર્પ્યો
સત્યભામાને સ્યમંતક મણિ

અને એવે
મચી ઉપહાસવહરી ગજમહેલે
ને આવી યોગેશ્વર કૃષ્ણ કને
ધમણશ્વાસે રાણી રુકિમણી
" રાજ ! પારણે ઝૂલતો બાળ
અદૃશ્ય ભાસે છે મહેલેથી ! "

અને અવરોધીને વદ્યા કૃષ્ણ:
" દેવી ! ધૈર્ય ધરો,
સંસારે છે કર્મોનાં નિર્માણ,
પુન આવશે પ્રદ્યુમ્ન "

અને...?

પતિવ્રતા રાણી રુકિમણીને
બ્રહ્મબોલ શાં હતા પતિવેણ

અને .....?

( ૭૪ )

## દ્રૌપદીસ્વયંવરે પાંડવમિલન

પાંચાલ દેશનાં સૌન્દર્ય નિહાળતા
વીંધીને મનોરમણીય વન,
સરિતાએ પીને સૌન્દર્યનાં નીર,
સરોવરિયાએ ખેલંતા કમળની
મધુરી પરાગે આનંદી,
દ્વારિકેશ પધાર્યા દ્રુપદનગરીએ
ભ્રાત બળરામજી સંગાથે
શોભંતા યાદવરસાલો લઇને.

અને એ હતો
સ્વયંવર દ્રુપદદુલારીનો,
અથાગ હતાં શોભન-શણગાર,
નગરના ઇશાનકોણે
રચાયા સ્વયંવરના મંડપ.
મંડપ બાંધ્યો'તો મહામૂલો,
મોતીનાં હતાં તોરણિયાં
ને સુવર્ણ સ્તંભોએ જડયાં'તાં
હીરા, પાનાં ને મણિ;
ને ફૂલદાને ભર્યાં ફૂલડાં
સૌરભ દેતાં'તાં મધુરી.

અને મંડપ મધ્યે
અગર-ચંદનની ધૂપાવલિએ
ઋષિઓ ઉચ્ચારતા'તા વેદમંત્રો
હોમે દેતા ઘૃતના હવિ.

અને વિશાળ મંડપ ક્ષિતિજે
વર્તુલાકાર બિછાવ્યા મંચે
વિરાજ્યા'તા આગન્તુક રાજવીઓ.

એવે ઊતરી અટારીએથી
રાજદુલારી દ્રુપદનગરની,
ઊગ્યા જાણે સૌંદર્યનો ભાણ.
કરે ગ્રહી હતી એણે
સુવર્ણની કળામય વરમાળ.
પુરોહિતોએ પછી કર્યો વિધિ
ને વાજતાં વાજિંત્રના સ્વરને
પછી થંભાવ્યા દ્રુપદયુવરાજે,
પ્રસરી મંડપે નીરવ શાંતિ.
મંત્રમુગ્ધ બન્યા રાજવીઓ
દૃષ્ટિએ કરતા પાન
યૌવન-ને -સૌંદર્ય-ભરી
દ્રુપદકુમારી દ્રૌપદીનાં.
એવે સુણાયો
મેઘ શો દ્રુપદયુવરાજ ધૃષ્ટદ્યુમ્નનો બોલઃ

" રાજનો ! યંત્ર નિહાળો આભે ઘૂમતું,
મહીં છે મત્સ્યઆકાર ચિત્ર.
કુળવાન જે વીંધે નિશાન
વરશે એ મુજની બહેનીને ! "

એ વેણુ વદી
ધૃષ્ટદ્યુમ્ને દ્રૌપદીને વર્ણવ્યાં
આગન્તુક રાજવીઓનાં પરાક્રમ ને ગોત્ર.
મહીં હારિકેશ હતા બળરામજી સંગાથે
ને ધૃતરાષ્ટ્રપુત્રો.
યુવરાજ દુર્યોધન સંગે
પધાર્યો'તો લઇને મિત્રરાજનો;
બાણાવલિ કર્ણ હતો સાથ,
શિશુપાલ ને જરાસંધ રાજનોથી
નિમ્નપંક્તિના આસને બેઠો,
નાના નાના રાજનોની સંગાથ.

અને...પછી...
ક્રમે ક્રમે લીધાં હથિયાર
સ્વયંવરે પધાર્યા રાજવીઓએ.
ધનુષ્ય ધરે ને ફેંકે બાણ
પણ રહેતું અણવીંધ યંત્રગત મત્સ્ય,
ને વિમાસણના વરીને યશ

વીના મોએ લેતા નિજ સ્થાન
એ નિહાળીને
ધનુષ્યબાણુ લઇ આવ્યો કર્ણ.

કર્ણ.. ..
કર્ણના હતા શૌર્ય
સગિતાના યૌવનવતા પૂર શા.
ડગમગ્યુ સારુ યે મડળ
કે હમણા વીંધશે મત્સ્ય
પઠી કર્ણે ધર્યુ ધનુષ્યે બાણુ
વીંધ્યુ......કે... ..વીંધશે !

એ હતી ત્વરિતતાની પળ
ને મચે બિરાજ્યા યોગેશ્વર કૃષ્ણે
ભારતવર્ષનુ વાચીને ભાગ્ય,
સયમ કરી વહાવ્યા
દ્રૌપદીમનડે વિચાર,
ને વદી દ્રુપદદુલારી
" કર્ણદેર !... . થોભો !"

અને એથી ધનુષ્યની પણછેથી
ન છૂટયુ અણ...નેમ.. બાણુ
" કર્ણદેવ ! છો શૌર્યવંતા,
પણ દાસીપુત્રને નહિ વરે

પાંચાલની રાજકુમારી.
ક્ષમા કરજે શૌર્યવીર ! "

સારાયે મંડપે પ્રસરી
રાજદુલારી–વેણુયે નીરવ શાંતિ,
ને હતાશ થઇ વીર કર્ણે
બાણ ફેંક્યું મંડપની ધરતીએ,
વાંચીને યોગાનુયોગના ઇતિહાસ.
" શું દાસીપુત્ર કર્ણ ?
શું જાતિએ છે શૌર્યનાં માપ ?
હાય......! "

પણ એ હાયકારો
વણસુણાયો રહ્યો.
એવે વદી રાજદુલારી દ્રૌપદી
અટારીનાં ચડતી સોપાનઃ
" સ્વયંવરવરેપ્સુઓ ! ગોત્રજ્ઞાને જો
પિછાણતા હો કુળવ તો દેહ
તો મુજ વરમાળા સોહશે ! "

અને...?
પ્રસરી ફરી નીરવ શાંતિ.
કૃષ્ણ મલક્યા બળરામજીમુખડે,

જાણીપેખી કર્યાં છે અપમાન.
પણ કીધું કૃષ્ણે બળગમજીને:
" ભ્રાત ! બ્રાહ્મણસ્વાંગે ભાસે છે
મુજને પાંચ પાંડવ.
નિહાળો એમના બળવંતા પ્રહાર. "

અને મચ્યું ધમાધમ યુદ્ધ,
યોગ્ય લડવૈયા પડયા પડયા;
મત્સ્યવેધીનાં બાણ સંગે
ખેલતાં'તાં કર્ણનાં બાણ.

એવે ભાસ્યો કર્ણને
શસ્ત્રવિદ્યાવિશારદ કરતો સામના.
" બાણાવલિ ! શોધું છું વિમાસણાંએ
કે કર્ણબાણે બાખડે
સ્વર્ગેથી ઇન્દ્ર કે અર્જુન ધનુર્ધારી ! "
" કર્ણ શૂરવીર ! હઝયે ચડાવ બાણ "
તુજ ધનુષ્યે ખેંચી પણછ. "
" બાણાવલિ ! પેખું છું હાર
તુજ બાણપ્રવાહે આજ. "

અને વિરમ્યો યુદ્ધેથી
કર્ણ સમો અડગ બાણાવલિ

ધરતાએ મેલી ધનુષ્યબાણ.

એવે યોગેશ્વર કૃષ્ણે
કહ્યા સંસારસર્જનના મોગ
મેઘ શી ગંભીર ગર્જનાએ
સર્વ સ્વયંવરસંઘને ઉદ્દેશી.

એ સુણી થંભ્યા સર્વ.
" સ્વયંવરજનો ! ન ભૂલો...ન ભૂલો
ભારતવર્ષે સંસારજીવનસંસ્કાર,
કુમારી વરે છે લગ્નધારા પ્રમાણે
સ્વયંવરે શ્રેષ્ઠ નરને ! "

એ પ્રતિભાભર્યા કૃષ્ણવેણુએ,
ઘોર શોર આંધી પછી
શમે જેમ વાતાવરણે તુફાન,
ને દિનચર્યાએ દર્શન દે ભાણ,
એમ એમ શમ્યાં યુદ્ધ ને
દ્રુપદગજદ્દુલારી દ્રૌપદી
પિતાઆજ્ઞા લઇને
મનથી વરી દેહથી દોરાઇ
સંચરી મત્સ્યવેધીની સંગાથ.

અને... ?

## ( ૭૫ )

## દ્રૌપદીલગ્નસમારંભ

એ દ્રુપદનગરે
શિલ્પકળાયેલ મહેલો ને રાજમાર્ગોથી દૂર
હતો વસવાયાંનો મહોલ્લો.
મહીં કુંભારગૃહે ઊતર્યા'તા
માતા કુંતા સંગે પાંચ પાંડવ.
ભાગ્ય ભ્રમણ કરાવતું'તું
મહેલે વસંતાને વનવને.
પૂર્વજન્મનાં હતાં એ ક્રિયમાણ,
દુ:ખના ખડકાતા'તા ડુંગર,
પણ ઊપડતાં'તાં પછી પડ
આ જન્મની ધર્મપરાયણતાએ.
પણ પૂર્વજન્મનો અધર્મ
પાંડવ સામો હતો વર્તમાન જન્મે.

એને શોધતા શોધતા
ને ધર્મનો કરતા સાથ
વસવાયાંના મહોલ્લાએ પધાર્યા
ભ્રાત બળરામ સંગે યોગેશ્વર કૃષ્ણ.

અને એ ગૃહે
માતા કુંતીની પુત્રવત્સલ છાંયે

બેઠા'તા શૌર્યના-દીવડા
ને સ્વયંવરે વરી રૂપની ચાંદની.

એમણે નિહાળ્યા પ્રવેશતા બે
ને ઊઠીને દીધા આવકાર
એવે વદ્યા દ્વારિકેશ
માતા કુંતીને પ્રણમી,
પછી પ્રણમી યુધિષ્ઠિરને
" યુદ્ધરથીરાજ ! હું કૃષ્ણ છું
ને સંગાથે છે ભ્રાત બળરામજી ! "

છૂપા વેશેયે ઉચ્ચારેલા નામોચ્ચાર
સુણી વદ્યા યુધિષ્ઠિર
" કૃષ્ણરાજ ! ગુપ્ત વેશે છીએ અમે
તોય પારખ્યા આપે ! "
" યુધિષ્ઠિરરાજ ! ન ઢંકાય અગ્નિ ઢાંકયો
પાંડુશૌર્ય પ્રકટયા'તાંને સ્વયંવરે ! "

પછી માતા કુંતાજીએ
ઓવારણાં લઈ કીધી વાત
" કૃષ્ણ ! ભાગ્યવંતો છો બેટા !
આપ્યા કુળે છો શૌર્યનો બાણ.
પણ તારજે બેટા, મુજ પુત્રોને
ને તુજના મોસાળબાંધવોને

અમ છીએ તુંનાં ઋણી. -
અક્રૂરજીને પાઠવ્યા'તા તેં
જાણવાને અમનાં ક્ષેમ. "
" પિતૃભગિની ! ક્ષેમકુશળ તો છોને ?"
અને હસ્યાં કુંતાજીઃ
" બેટા ! ક્ષેમકુશળ છીએ કે નહિ
દેશે એના યુધિષ્ઠિર સમાચાર. "

અને વદ્યા યુધિષ્ઠિરઃ
" કૃષ્ણરાજ ! ક્ષેમકુશળ છીએ દેહે.
દુર્યોધને મહાલાવ્યા અમને
વારણાવત ગ્રામે મહામહોત્સવે,
હતો લાક્ષાગૃહ મહેલ.
પણ કાકા વિદુરના સુરંગ દેનારે
ક્ષેમ ઉગાર્યાં માતા સંગે પાર !"
" યુધિષ્ઠિરરાજ ! વિદુરની નીતિએ ઉગાર્યાં
એમ ઉગારશે સંસારને પાર
પરબ્રહ્મની પરમ સત્યતા. "

અને વીતી શાંત પળ.
એવે વદ્યાં માતા કુંતાઃ
" કૃષ્ણ ! અમ જીવનમાં છે
સદાય માંડયાં ઉદ્વેગમંથન.
સ્વયંવરે અર્જુને કર્યો મત્સ્યવેધ

ને અહીં આવી વધી વેણુ કે
માતાજી ! આણી છે ભિક્ષા !
એનો દીધો મેં પ્રત્યુત્તર કે
બેટા ! પાંચ મળી સંગાથે
કરજો ભિક્ષાનાં સેવન.
પણ અન્નસ્થાને હતી
રાજદુલારી દ્રુપદનગરીની !
ગફલતે વદી'તી હું વેણ;
વેણ ન ખેંચાય સંસારે પાછાં.
લાજે તો સંસારક્રમ."

એ વેણુલે
કૃષ્ણે કીધી નેત્રાયણ વાત
ભ્રાત બળરામજી સમાથે
ને વદ્યા પછી ઇતિહાસઃ
" પિતૃભગિનિ ! ભારતવર્ષે આજને કાળે
છે ધર્મ–અધર્મના ઘર્ષણ.
આપપુત્રવધૂ ને
મુજ બહેનડી દ્રૌપદી
છે ભાગ્યદાત્રી સૌભાગ્યની.
એની દોરવણીને અવલંબને
આપ પુત્રો પાંચ પાંડવો હરને
ભારતે મહાભારતનાં સૌભાગ્ય ! "

એવે પધાર્યા
જટાધારી વેદવ્યાસજી.
એમના કીધા સત્કાર
ને કહી યુધિષ્ઠિરે વાત
માતૃઆજ્ઞાની ને સ્વયંવરની.
એવે વદ્યા યોગેશ્વર કૃષ્ણ:
" વેદવ્યાસજી ! શાં છે આપ મંતવ્ય ! "

એ પ્રશ્નધ્વનિમાં
હતી કો' શાસ્ત્ર કે પરશાસ્ત્રની પ્રતિભા.
અને વ્યાસસ્મરણપટે ચડયા ઇતિહાસ.
" કલ્યાણરૂપ મૂર્તિ કુંતીજી !
પૂર્વની છે રીતિ કે
ગૌતમવંશી જટિલાનામી કન્યા
વરી'તી સપ્ત ઋષિઓને.
વળી વાર્ક્ષીનામી કુમારિકાએ
એકનામી દશ પ્રચેતાને વરીને
સોહાવ્યો'તો ગૃહસંસાર ! "

અને દઇને આશિષ
પધાર્યા વેદવ્યાસ,
ને પછી સંચર્યા કૃષ્ણ બળરામ.

એવે દીઠો એમણે

બ્હેનીના ભાવિએ કરતો વિચાર
ધૃષ્ટદ્યુમ્ન દ્રુપદયુવરાજ
લપાતો છાનો ને સુણતો
ઓઢીને અંધારપછેડો

એને દીધી કૃષ્ણે હાકઃ
" ધૃષ્ટદ્યુમ્ન યુવરાજ ! પિછાણે એની સંગે
ન ખેલાય અંધારપટના દાવ. "

અને પ્રત્યક્ષ થયો ધૃષ્ટદ્યુમ્ન.
" કૃષ્ણરાજ ! બ્હેનીનો ભાવિ સંસાર
છાનો છાનોયે આશારપદ સુણ્યો,
એવે થયાં આપમિલન.
પણ સંદેહ પ્રશ્નું છું આપ મહાનુભાવને
કે અમ પરોણાગતે ભાગે છે
ઊણપ કે રથવિહોણા પધાર્યા ? "

એ વેણે હસ્યા
બળરામજીને સુખડે કૃષ્ણ
ધૃષ્ટદ્યુમ્નને દેતા પ્રતિઉત્તરઃ
" યુવરાજ ! ધન્ય છે તમ રાજનીતિ
કે છુપાયેલાનાયે લીધા તાગ
ને શોધ્યા પાંડવ શૌર્યમણિ;
હવે વરાવો મણિને

કુંદનમાળ ગ્રહી કુમારી.
વીરલા પાંડવને
નિવડાવી વીરલા.
ગાશે એ મહાભારતનું ગાન !"

અને પૂર્ણ સ્વાર્થે સંતોષી
બહેનડી દ્રૌપદીનું અગમ્ય ભાવિ
દ્વારિકેશને અતિથિગૃહે મેલી
ડગ ભર્યાં ધૃષ્ટદ્યુમ્ને

પછી એણે
પિતાને સમજાવી વાત.
અને પછી...?
ચંદ્રયોગ કહેતો'તો
સંતતિનો પરમ યોગ

એ ટાણે
હતો એ પરમ અવસર
એકાકી પુત્રી વરતી'તી
આજ પાંચ પાંડવને.
મંડપે હતાં કળાયેલ શોભન
ને એને સંરક્ષતું સૈન્ય
શોભતું'તું સૈનિક તારાગણ શું.

એવે એક પછી એક

## ( ૭૬ )
## પાંડવો સંગે હસ્તિનાપુરગમન

અને દિ' વીત્યા તોય
હેતભર્યા પદપરોણાગતસાગરે
આવતા'તાં ભરતીનાં મોજાં
એકત્રિત રાજપરોણાનાં હૈયે
રેલાવતા ભર્યા ભર્યા પ્રેમ.

અને શ્રેષ્ઠ રાજ્યઅતિથિમહેલે
દ્વારિકેશ બિરાજ્યા'તા ને
નર્તકીઓના હતા નાટારંભ
નૂપુર ને ઝાંઝર-ઝમકારે,
એવે પ્રવેશી પ્રતિહારી,
". મહારાજ ! યુવરાજ ધૃષ્ટદ્યુમ્ન સેવે છે
આપ મહાનુભાવ મિલન અભિલાષ. "

દ્વારિકેશે તજ્યું આસન
ને ડગ ભર્યાં આવકારવા યુવરાજઃ
" પધારો યુવરાજ ! આપ યજમાનગૃહે હું
અતિથિ બન્યો આવકારું છું ! "
" કૃષ્ણરાજ ! ઊણપ હોય અમમાં કાંઇ
તો ક્ષમા કરજો, મહાનુભાવ ! "
" યુવરાજ ! ઊણપને નથી અવકાશ

દ્રુપદનગરના અતિથિમહેલે !"

અને પધાર્યા બેય
ને શોભતા ખંડે લીધાં આસન,
મુજરો કરી ઝૂકી નર્તકીઓ
ને બજ્યાં સારંગી ને સિતાર,
ખંજરીએ પડી થાપી
ને મુદ્રાનૃત્યના થયા આરંભ

એવે કૃષ્ણકર્ણે વદ્યા યુવરાજઃ
"રાજન્ ! વિક્ષેપ ભાસે આપઆનંદે
તો ક્ષમા કરજો, મહારાજ,
પણ મુજ પિતા પાઠવ્યો હું
આવ્યો છું આપમંત્રણાએ"
"યુવરાજ ! અવશ્ય વદો."
"રાજન્ ! ધૃતરાષ્ટ્રપાઠવ્યા વિદુરજી
આવ્યા છે હસ્તિનાપુરેથી,
ને લાવ્યા છે પ્રીતે નિમન્ત્રણ
પાંડવોન હસ્તિનાપુર પધરાવવાના !"

સુણી એ વેણ મનકંપ્યા
ભારતના ભાગ્યવિધાતા
"યુવરાજ ! અવશ્ય પાંડવો સંચરે !"
"કૃષ્ણરાજ ! ચન્દ્રને છે સૂર્યનાં તેજ
એમ છે પાંડવે આપપ્રતાપના

બ્રહ્માંડ રચ્યું પરબ્રહ્મે,
એમ ભારતે રચ્યો પાંડવસંસાર.
કહાવ્યું છે મુજ પિતાએ
આપચરણે લળીલળીને પ્રાર્થવા
કે સંગાથે હસ્તિનાપુર પધારી
આવરણ વિદારો ને તારો."
પછી ધૃષ્ટદ્યુમ્નવેણના રહ્યા
અધૂરા પ્રત્યુત્તર ને
પ્રતિહારીએ કીધાં આગમન
મત્સ્યવેધી અર્જુનરાજનાં.
"પધારો, અર્જુનરાજ!
દ્વારિકેશને દેતો'તો હું
વિદુરજીના આગમન-સમાચાર."

અને દ્વારિકેશને પ્રણમીને
વદ્યો બાણાવળી અર્જુનઃ
"મહારાજ! એ જ ધ્યેયે આપચરણે
આવ્યો છું યુધિષ્ઠિરજીએ પાઠવ્યો
માર્ગદર્શન લેવા આપ સમર્થનું."
સુણી પ્રસર્યું ઘનસ્યામમુખે મલકામણઃ
"અર્જુન! અવશ્ય પધારો
પિતૃપિતામહની રાજધાનીએ."

અને અવરોધી આછા હાસ્યે

વદ્યો બાહ્યાવળી પાંડવઃ
" મહારાજ ! એ જ છે પ્રથા
અમ પાર્થિવની માતા સંગાથે.
જો ન પડે આપ કાર્યોએ વિક્ષેપ
તો સંગાથે પધારો હસ્તિનાપુર. "

અને લગીર અટકીને:
" અચ્યુત ! વિનતી કરતાં કરતાયે
જિહ્વા અચકે છે ભડકી
કે આપ સમાને દેતા શ્રમ ! "
" અર્જુન ! સંસારે ન હોય શ્રમ,
કાર્ય છે અવતરણની સિદ્ધિ ! "

૦ ૦ ૦

અને......?
રજની વીતી ને
ઉષા ઊગી,
પૂર્વ દિશાએ અરુણ પ્રકાશ્યો ને
ઉદયાચળની શોભતી તળેટીએ
પ્રભાત નગરના ગૃહે ગૃહે
પુરાયા રગ રંગ સાથિયા;
ને ટોડી–ભૈરવીનાં કરતી ગાન
આભની નર્તકી વાદળીઓ
રંગ રંગ ઓઢીને ઓઢણી
જગાવતી'તી દ્રુપદરાજકુમારીને.

અને જ્યાં લગી રસાલાએ
ઓળંગી દૃષ્ટિમર્યાદ
ત્યાં લગી નગરસીમાંત બહાર
નયણે નીરખી રહ્યા
દ્રુપદરાજ નગરજન સંગે.

અને......?
પ્રથમ રથે વિરાજ્યા'તા
પાંડવમહારાણી સંગે યુધિષ્ઠિરરાજ,
પછી હતો દ્વારિકેશરથ
બાણાવળી અર્જુન સંગાથે
ધપતો હસ્તિનાપુરમારગડે.
" અર્જુન ! રમણીય દેશ પાંચાલેથી
વરી પ્રીતે પાંચાલી.
હવે વરશેને પાંડવોને
હસ્તિનાપુરની અર્ધ રાજધાની ?"
" મહારાજ ! ત્રિકટ કરો છો પ્રશ્ન
આપ સમા મહા રાજનીતિજ્ઞ ! "

દ્વારિકેશ હસ્યા હાસ્ય
સહાય દેતા રથચલનની ગતિને,
" અર્જુન ! શાં છે તમ પિતરાઈએ વેર ? "
" મહારાજ ! બાળપણે બાણુ-ખિલોણાં ખેલતા
પિતરાઇ પાંડવ-કૌરવ અમે,

ને કિશોરવયે ભણુતા'તા
ભીષ્મપિતામહની વડીલ છાયે
અવનવી વિદ્યાનાં જ્ઞાન.
એવે કૈં પૂર્વજન્મના સંસ્કારે
મુજ ભ્રાતા ભીમકર્મા
ને દુર્યોધન કુરુ-યુવરાજ વચ્ચે
પરજન્મનાં પ્રજળ્યાં વૈર !"

અર્જુન અટકયો લગીર
નિહાળતો હ્રષિકેશ મુખડે.
"પછી......?"
"મહારાજ ! પછી
પૂર્વજન્મના વૈરના અંકુરેથી
કુસંપનો ઊગ્યો છોડ,
ને એને કર્યાં વૈર-નીર-સિંચન
આપસઆપસિયા સ્વાર્થસાધુઓએ.
પછી છોડ વધ્યો...વધ્યો ને
વૃક્ષ થયું વૈરનું.
હવે વાય છે ઝેરી પવન, મહારાજ !"

રથ ધપતો'તો વેગે.
"અર્જુન ! ભીષ્મનાં શાં છે મંતવ્ય ?"
"મહારાજ ! પિતામહે છે સમધારણુ હિતની
પાંડવ ને કૌરવ એની !"

" ગુરુ દ્રોણાચાર્ય...? "
" રાજ ! ગુરુના અમે સરીખડા શિષ્ય
પણ તોય તેજોદ્વેષ ! "

અને અટકયો પાર્થ
અધૂરાં વદી વેણ.
એનાં ઝીલ્યાં પૂરાં પ્રમાણ
અજાણ ભાસતા જાણણહારે.

પછી નિહાળી રહ્યા
ધનુર્ધારી ને ચક્રધારી
ઓજસ્ અને દેશનાં નૈસર્ગિક સૌંદર્ય.
ને દીસ્યા ગુંબજ આભ-ઊંચા.
પછી ધ્વજાઓ ફરકતી'તી અનિલે
હસ્તિનાપુરનાં મહાલયોની.
વન હતું ત્રિકસેલી કદલીનું
ન વહંતી'તી જેમભરી યમુના.
કાંઠડે હતું હસ્તિનાપુર નગર
કાળી કાલિંદા કાંઠે જાણે
સોહ'તો'તો ધવલ હંસ.
એના સુવર્ણ કળશ ચડયા ગુંબજનાં
હતાં આભ-ઊંચાં ઉડ્ડયન.
પણ મહીં વસંતાં માનવીનાં ?
અને........ ?

ઝાંઝરની રણકો ઘૂઘરી
રમણીવૃંદન ડગલે ડગલે.
નમણી નાર હસ્તિનાપુરનાં
સામૈયે પધારતી હતી.
સારુંયે ચુનંદુ નારીસૌંદર્ય
વધાવવા પધારતું'તું શૌર્યના સૌન્દર્યને.
વજતાં'તાં ગગનભેદી વાજિંત્ર
વાતાવરણે પ્રસરાવતાં આનંદનાદ;
ને ગ્રહી'તી કુમારિકા એકે
શિરે કળામય કનકઝારી.
ને હતા મોખરે ભરતા ડગ
ભીષ્મપિતામહ ને ગુરુ દ્રોણ
પધાર'તા પાંડવોને આવકારવા.
અને થઇ આવકારવિધિ,
કુમારિકાએ વધાવ્યો મોખરાનો રથ
હતાં જેમાં યુધિષ્ઠિર ને દ્રુપદદુલારી;
પછી વધાવ્યો કૃષ્ણરથ
ને આવકારવેણ વદ્યા
દ્વારિકેશને સત્કારતા ભીષ્મઃ
" કૃષ્ણરાજ ! હસ્તિનાપુરે આપપધારણે
આજ ઊગ્યો છે આશાનો ભાણ. "
" પિતામહ ! શૌર્યભાણ આપ શા જ્યાં
ન હોય ત્યાં આશાવિહોણા અંધાર.

પધારો સોહાવો સાથ."

અને કૃષ્ણ-આમંત્રણે
સંગાથે રથે વિરાજ્યો
ગુરુ દ્વાપરનો અખંડ બ્રહ્મચારી.
વૃદ્ધ એ ખડતલ દેહે
શૌર્યના વંચાતા'તા ઇતિહાસ.
શિરે શોભતો'તો
અણનમ જયનો મુગટ
ને ધવલ કેશે હતાં
વાળે વાળે જીતનાં સ્મારક.
ભવ્ય મુખડે હતું ઓજસ્
મહાન સ્વાર્થત્યાગનું.
એણે તજ્યો'તો 'તાજ'
ભાવિના નાનેરા ભ્રાત માટે
પિતા શાંતનુને વરાવી મત્સ્યગંધા.

દ્વારિકેશ સંગે વિરાજ્યા પિતામહ
એવે પધાર્યા ગુરુ દ્રોણ
બ્રહ્મઓજસે હતાં ક્ષાત્રશૌર્ય
અગ્રે રાખતા ચાર વેદ
ને પૂંઠે રાખતા શૌર્યનાં બાણ
એમણે દીધી દ્વારિકેશને આશિષઃ
"દીર્ઘાયુર્ભવ, રાજન્,

પાવન બની કૌરવ-પાંડવનગરી
આપ યોગેશ્વરને પગલે !"

ગુરુ દ્રોણને પ્રણમી વદ્યા
મનકામણ વેરતા કૃષ્ણ
" આચાર્યજી ! યોગ તો છે આપનો
કે ભારતે કરવા મહાભારત
પાંડવ-કૌરવ ભ્રાતને દીધા છે આપે
અસ્ત્ર-શસ્ત્ર વિદ્યાના દાન !"
શું યોગયોગેશ્વર વદ્યા
દ્વિઅર્થી વેણ ?

એવે પ્રણમતા પાર્થને
પ્રીતે આશિષ્યા દ્રોણાચાર્ય
" પાર્થ ! મત્સ્યવેધે જીતી દ્રૌપદી
ને ઉજાળ્યા છુ ગુરુનાં નામ.
ભારત જીતજે, શિષ્ય !"

એ વેણ ઝીલી વદ્યા દ્વારિકેશ
" તથાસ્તુ, આચાર્યજી !
આપ વેણના ફળો
ઉચ્ચાર્યાં જો' મત્ત પગના "

અને હસ્યા કૃષ્ણ
રથે કરતા મંડોરાઇને મારગ

" આચાર્યજી ! સોહાવશો સંગાથ ? "
" રાજન્ ! આપ સંગે ભીષ્મ છે
ને છે મુજ શિષ્ય પાર્થ;
આપગથડગલે આવીશ
સ્વાસ્થ્ય પૂછી ભીમકર્માનું
કે અતિ આહાર કરીને
ગદાયુદ્ધ પચાવ્યા તો છે ને
આહાર ? "
પ્રશ્નતા હરયા કૃષ્ણમુખે ભીષ્મ
ગુરુ દ્રોણાચાર્યને
" આચાર્યજી ! પૂછજો સહદેવને મુજ વતી
કે ગણ્યા'તાને ચંદ્ર, તારા, ગ્રહો
દ્રૌપદી વરવાને ટાણે ? "
" ભીષ્મ ! સહદેવે તો વીંઝી હશે તલવાર
પણ શિષ્ય મારા નકુલે
અલંકાર સજીને દાખવ્યાં હશે શૌર્ય ! "

અને સર્વનું સંગાથીલું હાસ્ય
ભળ્યું રથનાં ફરતાં ચક્રે.
પછી પ્રવેશ હતા નગરીએ.
સન્માનતું પાંચ પાંડવ ભ્રાતને
નગર ઊડતું'તું આનંદ-ઉલ્લાસે,
આભનેયે કરેતું ઘડીક

કે સુણાવ પરમાનંદના રાગ;
પણ સંસારના રાગત્યાગની
ચર્ચા થાતી'તી કૃષ્ણરથે

અને વદ્યા ભીષ્મ
પિછાણી સંબોધતા કૃષ્ણને.
" પ્રભો ! મહાભાગ્ય હસ્તિનાપુરના
કે પધાર્યા આપ મહાનુભાવ "
" ભીષ્મરાજ ! ઋણાનુબંધ છે
સંસારના લખ્યા લેખે. "

અને હસ્યા વૃદ્ધ પિતામહ'
' કૃષ્ણરાજ ! હવે કેવાક લખવા છે
ભારતવર્ષે ? "
ફક્ત ફરક્યું અણુઉત્તર મલકામણું
ને પૂગી અસવારી રાજમહાલયે,
સત્કાર કર્યા દ્વારિકેશના
પૂજન કરી કોંગ્વોએ રાજ ધૃતરાષ્ટ્ર સંગે;
પછી મળ્યા પાંડવ-કૌરવ પિતરાઓ
નાજ ધૃતરાષ્ટ્રની મીટી ભાસતી જાયે

એ દશ્યે
નેત્ર મળ્યા કૃષ્ણ-ભીષ્મનાં
શું કહેતા કંઇ ભાવિ સમસ્યા ?

દેતાં મીઠલડા પરાગ

અને એમ એમ
યોગનીતિજ્ઞ ને રાજનીતિજ્ઞ કૃષ્ણ
વર્ષાઋતુ રહ્યા દેતા દોરવણાં.

એવે એક દિ'
ધરતી ગાતી'તી મેઘ-મલ્હાર રાગ
આમંત્રતી વર્ષાનાં નીરને
ચાતક પંખી જોતાં'તાં વાટ
આભે નિહાળતાં અભ્ર કાળાં ને
મહીંથી વિકસતી ધનુષ્યરંગી ખડીઓ
વાદળે વાદળે દોરી રૂપેરી કોર.
એ આહ્‌લાદક ઋતુકાળે
વનની કરવા ભ્રમણા
ઘનશ્યામ પધાર્યા અર્જુન સંગે,
યમુનાના અખંડ વહંતા નીર કાંઠડે.
" પાર્થ ! સૌંદર્ય તો યમુનાનાં ! "
" મહારાજ ! પણ નહિ વ્રજે સોહંતી
ગોપીઓની કાલિન્દી શાં ! '
ઘનશ્યામમુખે પ્રસર્યું મલકામણું
એને નિહાળી ખડખડાટ હસ્યો
આભે ગર્જતો મેઘ

" અર્જુન ! " હસતા વદ્યા કૃષ્ણ.
" વ્રજે છે વૃંદાની રસીલી વનરાઇ. "
" મહારાજ ! સુકાયેલી છે હવે
રાધારાણીના રસસિંચનવિહોણી.
પંખીડાંયે નથી ગાતાં ગાન
વિના સુણ્યા મુરલીના નાદ. "

અને વીતી શાંત પળ.
ડગ ભરતા'તા ધીરા ધીરા બેય
યમુનાના વહંતા તરંગનેમે
દૂર...દૂર...દષ્ટિમર્યાદાએ પૂંઠે
હતું આયુધસજ્જ રક્ષણદળ.

એકાંત હતી
ને ગમ ખાતાં ખાતાં અચકી
મલકી વદ્યો બાણાવળી અર્જુન:
" મહારાજ ! વાંચ્યા વ્રજભૂમિએ છે
આપ ને રાધિકાજીના ઇતિહાસ.
એ અખંડ રાસ
કહેશો કેવાક હતા ? "

અર્જુનવેણુએ થંભ્યા

ચલનેથી યોગેશ્વર કૃષ્ણ
શૌર્યના ભારે ભરી પીઠ થાબડતા.
" પાર્થ ! એ રાસ હતા તારલિકાઓ સંગે
આભના આત્મચંદ્રના;
પારખ ને નિહાળ આભે ! "
ને અર્જુન-દૃષ્ટિ સંધાઇ આભે પણ...
હતાં ત્યાં અભ્ર આચ્છાદ્યાં.
" મહારાજ ! વાદળે ઘેરાયું છે આભ,
શે દીસે ચંદ્ર ને તારલી ?
વળી છે પ્રકાશંતો દિવસ ! "
" પાર્થ ! પરબ્રહ્મના પ્રજ્ઞાન આડાં
છે અવિદ્યા ને અજ્ઞાનનાં આવરણ,
ને તુજને ભાસે છે પ્રકાશતો દિ';
એ છે સંસારે પાપ-ચળકાટ.
પડશે જેવે રજની
સંસારની ક્ષિતિજને પેલે પાર
એવે દીસશે જ્ઞાનતારલી
ને વિજ્ઞાનના રાસ
પરબ્રહ્મના ચંદ્રમાની વેણુએ લેવાતા ! "

એ કૃષ્ણ-વેણુલે
ધનુષ્ય લીધું કરે ને
ભાથેથી લીધું બાણ.

" મહારાજ ! અગ્નયસ્ત્રે વીંધું આભ
વાદળ વિખેરું ને નીરખું આકાશ,
પછી રજનીની આહ્‌લાદું છાય,
ભાનુ છુપાવી બાણ–વાદળે.
દસ્યમાન થશેને અનંતના રાસ ? "
" નહિ ! " ટૂંક વેણુ વદ્યા યોગેશ્વરેશ્વર.
" મહારાજ......? "

એ પ્રશ્ન શંકાવેણુનાં
પછી દીધાં પ્રત્યુત્તર મલકી:
'' પાર્થ ? અનુપમ છે તું માં શૌર્યના ભાર
હળવા કર એને
સંસારે વિદારીને પાપ,
ધરતી ધા નાખે છે
ને ગુરુત્વાકર્ષણ ખેંચે છે વ્રજનાં ક્રિયમાણ ! '
" પ્રભો ! ક્રિયમાણ ? ''
" પાર્થ ! ક્રિયમાણને મેલ ધરતીને ખોળે
ને ઊડ બંધનવિહોણા આત્માએ.
અમર દેશ પરબ્રહ્મનો
નથી છેટો તું સમા આત્માએથી. ''

યમુનાનાં વહેતાં નીરે

તરતી અર્જુનદૃષ્ટિએ
પછી નિહાળ્યાં દશ્ય
કાંઠડે મનોહર મૂરતના.
" મહારાજ ! નિહાળો પેલે
કો' એકાકી નાર,
શું સેવતી હશે વનવાસ ! "
અર્જુનવેણુએ ફરક્યું મલકામણું
યોગયોગેશ્વર કૃષ્ણને મુખડે
" પાર્થ ! પ્રશ્ન એ અટુવી નારને
કે કોની કરે છે પ્રતીક્ષા ? "

અને......?
યમુનાનાં વહંતાં નીર કાંઠડે
શિલા પર બેઠા શ્યામ
ને ડગ ભર્યા ગૌર અર્જુને.

ઋતુ હતી રસાર્દ્ર
શીતળ વાતા'તા અનિલ
વર્ષાની પૂર્વભૂમિકા સર્જતા
ને કો'ક કો'ક મેઘબિંદુડાં
ચુંબતાં'તાં વર્ષાવિહોણી ધરતી
મયૂર કરતા'તા ટહુકાર
એ સુંદરીના કંપાવતા કર્ણ-કમલ

ભૃંગરાજ કરતા'તા ગુંજારવ.

અને થતો'તો કોલાહલ
યમુનાકાંઠે વેરાયા પડયા
ગ્રીષ્મ ઋતુના સુકાયા પલ્લવે.

એ બજાવતી'તી વીણા
સરિતાકાંઠે શિલાએ બેઠી.
" અ...હા... શા સ્વરગાન ! "

એ હતું અર્જુનમનોમંથન;
સમરયાયા એને વ્રજની મુરલીના સ્વર
ને રાણી રાધાનાં ગીત.
" રાધિકાજી હશે ?
ના...ના... રાધિકાજીનું કો'
શું હશે અમર પ્રતીક ? "
અને ડગ ભર્યાં એણે પાસ.
" કોણ છો, કુમારી ? "
ગીત ને વીણાના સ્વરમગ્ન સુંદરીએ
નખલીએથી થોભાવ્યાં મીડકામ,
" પ્રશ્નનાર ! હું છું સૂર્યપુત્રી,
માતા છે ધરતી મુજની,
અણજાણ છું સંસારે વસંતાં
મુજ માતા-પિતાએથી.

હો...કે...ન...હો
લેશ નથી મુજને પ્રતીક્ષા
આજ વીત્યાં વર્ષોનાં વહાણાં.
રટણ કરું છું કૃષ્ણનું નામ
કે વરે મને પ્રીતે
રાધાવર ઘનસ્યામ મુરારિ. ''

એ વેણલે
ઘુમણિયા લીધા અર્જુનમનોમંથને.
'' કેશવ...કેશવ...અચ્યુત,
શા પાથર્યા છે તેં
લાગી લગનીના દોર ! ''
'' કુમારી-કાલિન્દી ! ફળી ભાસે છે આજ
અધૂરી નહિ પણ પૂરી તપશ્ચર્યા,
અબઘડી વ્રજેશ પધારશે.
શી શી દેશો મુજને આશિષ ? ''
મલકામણે મલકી કાલિન્દીઃ
'' ભ્રાત ! સુંદર વર લાવીશ તો દઈશ વર
મુજ તપશ્ચર્યાની ફલસિદ્ધિએ
કે ઉજ્જ્તજે ભારતનાં ગૌરવ. ''

અને......?
'' બહેની ! વર લાવું છું સુંદરવર ! ''

અને ડગ ભર્યાં અર્જુને
કાલિન્દીને કાંઠડે જ્યાં
શિલા પર બિરાજ્યા'તા દ્વારિકેશ
અનિલ લહેરતો'તો મંદ મંદ
લહેરાવતો ઘનશ્યામના કેશ.
" મહારાજ ! એક એક છે કુમારી
વસંતી કાલિન્દીને કાંઠડે
ધરીને કાલિન્દી નામ.
વ્રજેથી નીસરી યમુનાનાં
એણેય પીધાં ભાસે છે જળ,
ને મનડે વરી છે આપ મહાનુભાવને ! "

અર્જુનવેણસે
મરક મલક મરકયા કૃષ્ણ:
" અર્જુન ! રહસ્ય છે એ
માનવના લીધા અવતારે ! "

અને બેએ ભર્યાં ડગ
ને વ્રજરાજને મનથી વરી કાલિન્દી
પછી અગ્નિસાખે વરી.

× × × ×.

અને........?
ઋતુ વર્ષાએ આનંદી આનંદી

શરદના મીઠલડા પ્રભાતે
કૃષ્ણ પધારતા'તા દ્વારિકા
ને પ્રીતે વળાવતા'તા
હેતભર્યા પાંડવભ્રાત.
પછી હૈયે હૈયાં ભેટીને
વદ્યા યુધિષ્ઠિર રાજ:
" અચ્યુત ! અમે છીએ આપઆશ્રી.
સંસારસાગરેથી દોરજો
કાંઠલડે અમ મનવાર "
" રાજ ! દોરણહાર છે પરબ્રહ્મ ! "
પરબ્રહ્મ એકત્રાર્થે વદ્યા વેણ
ને વિરાજ્યા રથે
પછી ફર્યાં રથચક્રો
ને પ્રણમતા રહ્યા પાંડવ
કૃષ્ણે ફરતાં ઓજસ્ચક્રને
દૃષ્ટિમર્યાદાએથી જ્યાં લગી
અદૃશ્ય થયો સુવર્ણ રથ,
ને ધ્વજા ફરકતી રથનીએ
દૃશ્યના તજી સીમાંત.

પછી ધપતો'તો રથ,
એવે સૌન્દર્ય ને લાવણ્યમય મુખડેથી
ઉમળકાભર્યાં સર્યાં વેણલાં:

" ઘનસ્યામ ! બહુયે કીધી તપશ્ચર્યા
તે મળ્યા મુરારિ ! "
" દેવી ! દ્વારિકાએ વહે છે ગોમતીનાં નીર
અહીં ભળશે હવે કાલિન્દી,
વ્રજભૂમિ તો નહિ આવે ને
ઊડીને ? "
" ઘનસ્યામ ! ઊડીને આવશે અવસ્ય ! "
" દેવી ! તો લઇશું રાસ
વરરાજા ને વહુરાણીના ! "

મલકી કાલિન્દી:
" ઘનસ્યામ ! જેવા લીધા'તા વ્રજમાં
એવા લેવડાવશોને રાસ ? "
" દેવી ! વ્રજે હતા રાસ
કુમાર ને કુમારિકાઓના.
એ લેવાશે હવે
યુગયુગના યુગાંત ચક્રે ! "

અને વ્રજના-રાસેશ વેણુલાંના
શોધાતા'તા ગૂઢ મર્મ
રાણી કાલિન્દીના મનોમંથનચક્રે,
ને રથચક્રો ફરતાં
ધપતાં'તાં યદુપુરીનેમે.

## ( ૭૮ )

## રતિ સહ પ્રદ્યુમ્ન–આગમન

દ્વારિકાએ પધાર્યા કૃષ્ણ
વરીને કાલિન્દી રાણી,

એમનાં કર્યાં રાજરાજેશ્વરીએ સન્માન
રથ પૂગતાં રાજમહાલયસોપાને.
" પધારો નાથ !
પ્રણયે પડયા છે શોષ
જાંબુવતી ને સત્યભામાના રસસાગરે ! "
" આપના ! " એ વેણ વદી
રમતિયાળ સત્યભામા રાણી.
એવે વદ્યા શ્રીકૃષ્ણ:
" દેવી ! શોષ પડયા છે રસસાગરે
તો રેલવવા મહીં રસનાં નીર
પ્રણયજીની આવી છે કાલિન્દી ! "

અને લજ્જાતી નવવધૂએ
રથેથી કર્યાં ધીરાં ઉતરાણ.
પાદવંદના કરી રાજરાજેશ્વરીને
પછી કરી જાંબુવંતી ને સત્યભામાને,
લીધી એની આશિષ પ્રીતે.

એવે આવ્યો ધમધમતો

આઠ અશ્વ જોડ્યો રથ
લોક ભૂલ્યા દષ્ટિ-ભ્રમણાએ
કે પધાર્યા દ્વિતીય કૃષ્ણ,
પણ હતી એ કૃષ્ણની પુત્રજ્યોત.

આજ વીત્યાં વર્ષ અઢારનાં વહાણાં
પારણામાંથી થયા અપહરણને.
રાજરાજેશ્વરીનો લાડીલો બાળ,
ને આશા સેવંતી, યદુનો યુવરાજ,
આજ કિશોરવયે કિશોરી વરીને
પુનઃ પધાર્યો દ્વારિકાએ
શંબરાસુરનો કરીને વધ
ને વરી માયાવતી રાણી.
બજી આનંદવધાઈ
નગર ચડ્યું આનંદહેલે;
કોકે કહ્યું કે છે
યોગેશ્વરના યોગનું પ્રતીક;
કોકે કહ્યું શૌર્યનું છે.
પણ પછી...?

રાજમહાલયના એકાંત ખંડે

પટરાણી પધારી રાજેશ્વરમિલને.
" રાજ ! આપ પધાર્યાના આનંદસાગરે
ભળી પ્રદ્યુમ્ન આવ્યાની સરિતા ! "
અને આવી...
જાંબુવંતી ને મજાકમાં રાણી સત્યભામા દેશી
નવવધૂ રાણી કાલિન્દી
રેલી જાણે સૌન્દર્યસરિતા.
શું સૌંદર્યવરના સાગરે સમાવા ?
પણ...?
શીલ ને પ્રજાવાત્સલ્ય સૌમ્યતા
ને માતૃવાત્સલ્યભાવભીનાં
મોજાં શાં હતાં યદુપુરે
રાજરાજેશ્વરી રુક્મિણીજી.

## ( ૭૯ )

## અષ્ટ પટરાણી

ક્ષિપ્રાના ધોધવંતા કાંઠડે
ઊભો દારુકહાંકયો કૃષ્ણરથ
ને વેગેથી લીધી વિશ્રાન્તિ
પાણીપંથા ઓખામંડળા અશ્વોએ.
" સાત્યકિ ! અવંતીએ પૂગ્યા આપણે ! "
" મહારાજ ! ઉજ્જયિની નથી દૂર ! "
" સાત્યકિ ! મધ્ય ભારતે ઝૂલતું છે અવંતી ! "
" મહારાજ ! વરીને અવંતી–કુમારિકા ! "

અને સાત્યકિહાસ્યના પડઘા
મલકામણાં વેરતા'તા કૃષ્ણ–મુખડે.

પછી...!
એ હતો સ્વયંવર ને
ઉજ્જૈણીએ હતા ઉલ્લાસ
ભર્યા ઊછળતાં પૂર ભરપૂર.
રાજકુમારી મિત્રવિંદા
બ્હેનડ અવંતીના બે રાજનની;
ઉત્તરાર્ધ અવંતીનો વિંદરાજ

ને દક્ષિણાર્ધ અવંતીનો અનુવિંદરાજ
ઉલ્લાસે ઊજવતા'તા સ્વયંવર મહોત્સવ.
પણ રાજકુમારી કરે ગ્રહી વરમાળ
ન હતી સોહાવતી કો'ના કંઠ!

શું સ્વયંવર રહેશે અસમાપ્ત?
એવે શણગારેલ ક્રમાનો વીંધી
પ્રવેશ્યો રથ,
મહી બિરાજી'તી સૌન્દર્યમૂરત.
થંભ્યો રથ,
ડગ ભર્યાં અવંતીરાજદુલારીએ
ને અર્પી માળ
મનડે મોહાઈ
સમર્પી તનડાં.

એ પળ
હતી ત્વરિતતાની

° ° °

અને...!
અવંતીરાજન વિંદ-અનુવિંદની
બહેની મિત્રવિંદા આજ
મનડે વરી સંચરતી'તી
કૃષ્ણ સંગે બિરાજી રહે.

રથ સંચરતો'તો
દ્વારિકાના મારગ દીમચ્ચો.
એવે વદી અવંતીકુમારીઃ
" રાજ ! અપનાવી મને,
પણ ક્ષમાયાચનાએ કહુ બોલ ? "
" મિત્રવિંદા ! ન હોય અવરોધણ
મળ્યા મનડાના દોરે ! "
" રાજ ! બહેનપણાની પ્રીતની પ્રતિજ્ઞા
છે મુજની ' કોસલદેશકુમારી ' સંગે
નાગ્નજિતી છે એનું નામ
કે વરશે એ મુજ પ્રાણાધારને
પ્રણયનાં લઇ અર્ધ રાજપાટ ! "
" દેવી ! ભલો છે તમ સખીપ્રેમ ! "

અને એ વેણુલે
મરક મલકયા કૃષ્ણ.
" સાત્યકિ ! શાં છે તમ મંતવ્ય ? "
અને મહામંથનના અગોચરેથી
સાત્યકિએથી સર્યાં વેણુઃ
" મહારાજ ! અવંતી જીતી
બે ભ્રાતની વરીને બહેનડ,
હવે જીતો કોશલ દેશ
જીતવું છે ને સારુયે ભારત ! "

ને કૃષ્ણહાસ્યપ્રેરાયા નેત્ર.
સારથિ હસ્કે વાળ્યો રથ.

o o

એ હતો કોશલ દેશ
હિમાદ્રિની હિમછાયે શોભતો.
" રાજ ! કહાવવો છે સ દેશડો
મુજ પ્રાણપ્રિય સખીને કે
વર લાધ્યો મુજને,
પધાર્યો છે તુજને વરવા ! "

અને......?
આવ્યા સંદેશડા
સખીત્વના સ્નેહના,
એકાકી પતિ-પ્રેમના,
એ કહ્યા પુત્રીએ
નિજ પિતા કોશલદેશરાજનને,
ને કોશલપુરે થયા કૃષ્ણસત્કાર.
પછી કુમારી નાગ્નજિતીએ નિહાળ્યાં
ઘનશ્યામનાં રૂપ અનુપમ.

o o

પછી દિવસો વીત્યે
કોશલરાજને મળ્યા હરિદેશ.

" રાજન્ ! ઉપકૃત છું આપપરોણાગતે
પણ કરું છું એક યાચના
આપ પુત્રીના પાણિગ્રહણની "

એ વેણે હર્ષે મલકયા
વૃદ્ધ કોશલદેશરાજન વદીઃ
" દ્વારિકેશ ! યાચના આપનીયે છે
સારાય કોશલ દેશની પ્રસન્નતા
કે સૌરાષ્ટ્ર સંગે બંધાશે ગાંઠ.
પણ રાજન્...! "
લગીર થોભી ફરી વદ્યા વેણઃ
" રાજન્ ! છે એક મુજ પ્રતિજ્ઞા લીધેલી
પરાક્રમી જામાતૃ પામવાને કાજ
કે સાત મહાબળિયા છે વૃષભ
એને નાથે જે તે ' નાથ '
વરશે એ મુજ પુત્રી નાગ્નજિતી ! "

એ વેણ સુણી મલકયા કૃષ્ણઃ
" રાજન્ ! આપપ્રતિજ્ઞા ફળશે અવશ્ય,
બહુયે નાથ્યા છે વ્રજમાં વૃષભ ! "
" દ્વારિકેશ ! અનેરા છે બળવંતા આ
કંઈક નૃપતિઓનાં મુકાવ્યાં છે
મહામૂલાં શૌર્યનાં માન ! "

" રાજન્ ! સમય કહેશે પ્રમાણ.
ભલે પધારે વૃષભજૂથ
મુકાવવા મુજનાં માન ! "

° °

અને........!
કાળ સમા ધુમણુયા લેતા'તા
માતેલા વૃષભ સાત
ધરતી ધણધણાવતા ખરીએ.
એવે પ્રેક્ષકવર્ગના
સત્કાર ને ઉત્સાહવેણુએ
કૃષ્ણ પ્રવેશ્યા પિંજરમાં
કાળનું જાણે કરવા દમન,
અને કર્યો ત્રાટકસંયમ
ઘલેષુ હસ્તિબલાદીનિ ( પા. સૂ. ૨૪ ).
ને એ થકી પ્રાપ્તેલા પ્રભાવે
એક પછી એક એક વૃષભને
દામણુથી નાથ્યા કૃષ્ણે !
શા ચમત્કાર ?

સારાયે પ્રેક્ષકવર્ગે
શૌર્યબળની સરી સનસનાટી.
પણ પિછાણ્યાં હશે કેટલાએ
કહેશો યોગેશ્વરતત્ત્વ ?

## (૮૦)

## ભદ્રા ને લક્ષ્મણા સંગે લગ્ન

રથ ધપતો'તો દ્વારિકેશનો
કોશલ દેશની વટાવી સીમાંત
અસંખ્ય સૈન્ય સંગાથે
ને નાગ્નજિતી રાણીના
મહામૂલા કરિયાવર સંગે !
વાતો'તો મનઆહ્લાદક અનિલ
ઉડાડતો રથધ્વજ.
એવે વદ્યા દ્વારિકેશ મલકામણે:
" સખી પ્રિય મિત્રવિંદા ! સુલભ કો' મુહૂર્તે
સંચર્યો હઇશ દ્વારિકાએથી તે
પ્રાપ્યા અનુપમ આનંદઅવસર
વરવાના બે સખાઓ,
પણ પ્રશ્નું તમને
તમ મિત્રતાના સંયોગ ! "

અને મિત્રવિંદાનાં ઝીલી મલકામણાં
વેણ વદી નાગ્નજિતી:
" યદુનંદન ! છે સિદ્ધાશ્રમના આર્યદ્રષ્ટાનો સંઘ
અનાદિનો સિદ્ધ યોગીઓનો સ્થાપ્યો હિમાલયે.

અદૃષ્ટ રહીને આર્ષદૃષ્ટાઓ દે છે
સકલમાનવહિતના મંત્રો ને આદેશ.
અમે બન્યાં એનાં શબ્યો.

એવે એક દિ' બોધુ મે
કિશોરવયે ત્રિકાળનું પારદર્શક તાડપત્ર
ને આમંત્ર્યા દૃષ્ટાઓમા વરિષ્ઠ
એ હતા ભગવાન વેદવ્યાસ.
એમણે કીધી મને વાત
તાડપત્રીએ આલેખી બોધ
કે અવંતીએ છે મિત્રવિંદા રાજકન્યા
એનાં સાધવાં સખ્ય.

અને અટકી વેણુને હસી
હરયું જાણે સૌંદર્યહાસ્ય,
એને ઝીલી વદી મિત્રવિંદા
મલકી ઘનશ્યામ પ્રતિ:
" રાજ ! પછી અમ સખીઓએ
વધી વયે શોધ્યા પ્રાણેશ
બાલાની સાધી ભક્તિએ
સંસારે ઊતરે છે ભગવાન
યોગીના યોગે ઊતરે છે પરબ્રહ્મ જેમ
એમ અમ બેની પ્રેમભક્તિએ

પધાર્યાં વરવા આપ પ્રેમેન્દ્ર ! "

અને વદતાં વદતાં વેણ . .
એકે તાણ્યો લજ્જાઇને
આછો આછો ઓઢણીનો ઘૂંઘટડો,
એને ખોલ્યો બીજીએ મલકી
પ્રેમનાં કરાવી સાક્ષાત્ દર્શન.

અને રથ ધપતો'તો
ને રથમાફાએ આલેખ્યો ભારતવર્ષનક્શો
નિહાળી વદ્યા યુગપુરુષ:
" મિત્રરાણીઓ ! મદ્રદેશ નથી દૂર
ને સુણ્યુ છે કે સ્વયંવર છે ત્યાં
આજની નિર્માણતિથિએ;
લક્ષ્મણા છે જીવનસુલક્ષણી.
જો હશે એના સંગાથ
તો ખૂટશે દ્વારિકાનો માર્ગ;
ખેલશું ચારેય સંગાથે
પ્રણયની માંડી ચોપાટ ! "
બે સખી વહુગણી મલકી
સંજ્ઞાએ કહેતી માહોમાહે વાત
ને એમના દુર્લક્ષે વદ્યા
કૃષ્ણ સબોધતા સારથિને:
" દારુક ! મદ્રદેશ નથી દૂર

કરશું ને એનીપે પ્રતિક્રમણા ?"
"પ્રભો......!"

એ વેણલે
રથ વળ્યો મદ્રદેશનેમે.
અને......?

० ०

મદ્રદેશે હતો સ્વયંવર
રાજકુમારી લક્ષ્મણાનો,
અહીંયે હતો મત્સ્યવેધ
કે વીંધે એ પહેરે વરમાળ;
અને અથાગ પ્રયત્ન સર્વનો
વ્યર્થ હતો મત્સ્યવેધે,
નહોતા પાર્થ શા બાણાવળી
કે ક્ષણમાં કરે મત્સ્યવેધ.

એવે પધાર્યા અર્જુનસખા
અને કર્યો મત્સ્યવેધ
ચિત્રામણે ચીતર્યા સ્વયંવરસભા-
ને અર્પી રાજકુમારીએ વરમાળ.

પછી...?
સસરા મદ્રદેશરાજનનાં ને

" મહારાજ ! રોકતા ભાસે છે મારગડા
શસ્ત્રધારી કોક સૈનિકો ! "

અને નેણ ફેરવ્યા કૃષ્ણે
દૃષ્ટિએ માપવા શસ્ત્રધારીઓના માપ.
" દારુક ! 'ચક્ર' સજ્જ છે મુજનું
પણ રથેથી ઊતરી કાઢો ભાળ "
ને આ તરફ ફેંકાણા પાસા
હજી રમતા'તા એવે
રમંતાની દૃષ્ટિએ ચડયાં
કોઈ રૂપકુમારીનાં સૌન્દર્ય દૃશ્ય.
શું રૂપ જીતવા આવતું'તું
સૌન્દર્યના ચક્રને ?
અને મિત્રવિંદા, નાગ્નજિતી ને લક્ષ્મણાએ
પેખી અનોખી પળ

પણ ન હતી એ અનોખી
યોગેશ્વરેશ્વરની સંસારપોથીએ.
પૃષ્ઠ ફરતાં'તાં
અવતરણના ક્રમે ક્રમે.

એવે સુણાયાં વેણ:
" કૃષ્ણ ! આશિષ સંગે અર્પું છું
પુષ્પભદ્ર તુંને."

લાવણ્યનું ફૂલડું
ઊડી આવ્યું કૃષ્ણસૌંદર્યબાગે.
અંગપાંખડીએ હતી સુંદરતા
ને યૌવનના હતા પરાગ.
" પિતૃભગિની ! ઉપકૃત છું,
પણ કહેશો લગીર કે
છે ને સમર્થન આપ પુત્ર
સંતર્દનનાં ? "
" અવશ્ય, કૃષ્ણ ! માતા છે પુત્રબંધને. "

અને......... ?

• ० ०

પાંચ રાણી વરી પધાર્યા દ્વારિકેશનાં
એ હતાં હૈયાં-સન્માન.
મદુપુરી દ્વારિકાએ
આભના ઉલ્લાસ ઊતર્યા તા
પૃથ્વીએ દેતા પડઘા
એના ઝીલતાં'તાં નગરજન
ને રાજમહેલે બજતી'તી ખંજરી

રાણીઓના પ્રણયરાગ દોલકે દેતી થાપ.
પછી આવકાર્યા રુક્મિણીએ કૃષ્ણ
રાજમહાલયના સોનલા ખંડે,
વેરીને રૂપેરી ફૂલડાં.
" રાજ ! સુકાણો'તો દ્વારામતીએ સાગર
આપના પ્રણય વિહોણો
વડવાગ્નિ ધપતો'તો ધોમ ધોમ
સાગરનાં જળ વીંધીને,
ને મીન સમી જાંણુવંતી ને સત્યભામા
વલખાં મારતી'તી અપાર
કે કયારે પૂગે કૃષ્ણ–કાંઠડા ? "
ને યોગેશ્વર કૃષ્ણ પ્રણય–કાંઠડે હાસ્યઃ
" દેવી ! કાંઠડા હતા શુષ્ક
એમાં બાંધ્યા રસના દોર
તમ ત્રણ ઉપરાંત કરી પાંચને
કે આઠ મુજ પટરાણીઓ મળી
રસદેશે લો અઠંગના રાસ. "

અને હસી રુક્મિણી.
" રાજ ! અલિપ્ત છું હું ! "
" દેવી ! સંસારેથી ? "
" રાજ ! સંસાર ને જગતથી છું અલિપ્ત ! "
" અને પરબ્રહ્મથીયે...... ? "

## ( ૮૧ )

## ભીમાસુરવધ
## ને
## પારિજાતહરણ

એ હતો સત્યભામાનો મહેલ
ને યદુનંદન પ્રવેશ્યા ખંડે,

એમણે નિહાળી રુદન કરતી રાણી.
દાસીમંડળ હતું અસ્તવ્યસ્ત
ને અન્તઃપુરના વૃદ્ધ નારીઓ
દેતી તી રાણીને આશ્વાસન,
તોય આષાઢના સરિતાપ્રવાહ શા
વહતા'તા એ નયણેથી નીર
ચોધાર વર્ષી ભીંજાવતાં ચીર.

અલંકાર પડયા'તા અસ્તવ્યસ્ત,
મણિ-નૂપુરનેયે હતાં આજ રિસામણાં
સત્યભામા સુંદરીના ચરણકમળસ્પર્શનાં
સુવર્ણમેખલા હતી છૂટી,
ને પયોધરે વિરાજ્યો ચંદનહાર
દેવાના ઉચ્છ્વાસેથી ભડકી
દૂર પડયો હતો જાણે
ચળકાટ વિદારી ભાસતો શ્યામછાંયલો.

એ દશ્ય નિહાળ્યું કૃષ્ણે
ને કૃષ્ણને નિહાળ્યા દાસીઓએ;
ને તજ્યો સઘળીને ખંડ
કે રુસણું રસે વિદારશે

રાણીના પ્રિય પ્રાણાધાર.
" દેવી ! લલાટે ઊડે છે અસ્તવ્યસ્ત લટ
ને પ્રસ્વેદબિંદુએ કુંકુમટીલી
રેલાઇ છે ભાલચંદ્રે,
આંખલડીએથી વહે છે અશ્રુધાર
ને કૃષ્ણવર્ણી તુજ વેણીની સેર
વીખરાઇ પડી છે ઉદરપટે
દેવી ! શાં...શા છે આજ
ખિન્નતાના સાગરે તુજ ડૂબકાં ! "

અને રુસણાભરી રાણીએ
હીબકે હીબકે કરી રુદન
દ્વારિકેશને કહ્યાં નિમિત્તઃ
" યદુનંદન ! નહોતી લગીરે ભ્રમણા
કે કૃષ્ણઅંતઃપુરે હશે વર્ણભેદ "

એ વેણે હસ્યા કૃષ્ણ
" દેવી ! રજનું કર્યું ભાસે છે ગજ.
શી છે તમ ભ્રમણા, રસભામિની ! "
" રાજ ! ભ્રમણા પેખો છો
હું ભોળીને ભરમામણે ભરમાવીને,
પણ દીધું પારિજાતકપુષ્પ

અકેલી રાજરાજેશ્વરીને પ્રીતે."

અને ભર્યાં ડૂસકાં સત્યભામાએ
ને રમાણીએ ચડયો પ્રણયકલહ.
પછી મનાવી રતિરતશ્રેષ્ઠે
કહીકહીને મનગમતાં વેણલાં
ને અતિવૃષ્ટિ અશ્રુધારની
અવરોધી ધરી પ્રેમનો ગોવર્ધન.
"દેવી ! રુકિમણીને દીધું પારિજાતક પુષ્પ,
તુજને દઈશ સારુંયે વૃક્ષ !"

એ વેણલે પછી
અશ્રુધારાયુક્ત કમળમુખડું
ફરી વિકસ્યું પાંખડીએ પાંખડીએ.

એવે પ્રવેશી પ્રતિહારિણી
"રાજન્ ! નારદજી પધાર્યા છે।"
અને વીણાધારીનાં કર્યાં સન્માન
કૃષ્ણ સંગે સત્યભામા રાણીએ.
"નારાયણ...હરે ! નારાયણ...હરે !
યદુનંદન ! જગતની પરિક્રમણા કરતો
આવ્યો છું ભારતભૂમિએ.

ધરતીએ નથી સમાણા ઉચ્છ્વાસ હજી
હૈયે પડતા ' પાપ–લોહ–ઘણ ' ના ?"
" વીણાધારી ! પાપીના છેદાશે કર
ને વીરની બનશે દડી
જ્યારે પુણ્યવંતા ખેલશે
ધરતીએ ગિલ્લીના દાવ. "

અને યોગેશ્વરેશ્વરવેણુમાં
પિછાણ્યાં યોગી નારદજીએ
ને ભીડ્યાં એ વાતનાં દ્વાર;
પણ પછી ઝરૂખારીએથી
લીધી યોગેશ્વર–અવતરણકાર્યની વાટ.
" રાણીજી ! નારાયણ હરે ! નારાયણ હરે !
અનંત શોભા છે આપ રાજમહાલયની,
વૃક્ષે દે છે ફૂલડાં પરાગ
પણ નથી પારિજાતક વૃક્ષ
જે છે ભૌમાસુરની
સોહંતી પ્રાગ્જ્યોતિષ નગરીએ "
એ વેણ વદી પધાર્યા વીણાધારી
ને રાણી સત્યભામાએ લીધી હઠ
લાવવા પારિજાતક વૃક્ષ.

° ° °

અને...!

ગરુડઆકારી કૃષ્ણવિમાન
પૂર્વભારતે સૌરાષ્ટ્રદેશેથી ઊડયું
રમણીય દ્વારિકા નગરીએથી,
એ હતી કાકોડુયન ગતિ.
" દેવી ! આ વિંધ્ય પર્વત ને અવંતી !"
" રાજ ! મુજ બ્હેનડ મિત્રવિંદાનો દેશ !"

આના ઉત્તર રહ્યા અધ્યાહાર
ને મનોવેગી ગરુડવિમાનથી
દશ્યમાન થયાં વારાણસીનાં મંદિર.
" દેવી ! મહાદેવજીની જટાએથી ઊતરી ગંગા
ને વહ્યાં પાવનકારી નીર;
માહાત્મ્ય છે અનેરું ગંગાને તટે
પુણ્યભૂમિ વારાણસીનું;
યોગીઓના યોગ પરબ્રહ્મ પેખે છે અહીં."
" રાજ ! આપણેયે વાનપ્રસ્થે વસશું
પુણ્યભૂમિ વારાણસીએ !"

અને હસ્યા કૃષ્ણ.
" દેવી ! ન ઘૂમો સંકુચિત વર્તુલે,
બ્રહ્માંડ છે પરબ્રહ્મનું
એનો સુણો દૃષ્ટાંત

ગુરુ દત્તાત્રેય કરતા તપશ્ચર્યા
ગિરિ રૈવતાચળે સાધી પરબ્રહ્મના દોર,
એવે મનોભ્રમણએ ચીંધ્યા મારગડા
કે બદરીકેદારે છે પરમ યાત્રાતીર્થ,
ને ભર્યા એમણે ડગ
સંગ્રામ નિહાળ્યો એમણે ધરતી સંગે
ધપતા સંગોત્રી પ્રવાહનો
ને એમને મનડે થયા સંગ્રામ
કે શું......
गत्यानया व्यापकता हता ते
स्तुत्यानया वाक्परता हता ते
ध्यानेन चेत:परता हता ते
क्षमस्व मन्तुत्रयमीश मे त्वम्.
અણુએ અણુ નથી પરબ્રહ્મ
તે આવ્યો યાત્રા કરવા
પાષાણ મંદિરિયાળી ?
અને વણપ્રવેશ્યા મંદિરે
ડગ ભર્યાં ગુરુ દત્તાત્રેયે
સમગ્ર વિશ્વે પેખી પરબ્રહ્મ ! "

ગરુડવિમાન ઊડતું'તું
પશ્ચિમથી કરતું પૂર્વે પ્રયાણ
કૃષ્ણે ઉચ્ચાર્યા દત્તાત્રેયઇતિહાસ

સત્યભામામનડું લાગે ન લાગે પરબ્રહ્મે
એવે હતો એ અંગદેશ.
" દેવી ! વિહગાવલોકને નિહાળો અંગદેશ.
અહંગ તપશ્ચર્યા કૈલાસેશ્વરે માડી
એવે કર્યો'તાં પાર્વતીએ
પ્રણયના અહંગ લાસ્ય નૃત્ય,
એ ટાણે છૂપો છુપાયો મનસિજ
ફેંકતો'તો પુષ્પનાં બાણ.
એવે યોગીન્દ્ર કૈલાસેશ્વરનું
ઊઘડ્યું ત્રિલોચન ને
અનંગ કીધો બાળીને કામાંગ !"

અટક્યા કૃષ્ણ–યોગેશ્વર
ને વદી સત્યભામા નારી:
" રાજ ! તે દિ'થી અંગદેશ છે ?"

એના ઉત્તર......
પ્રાગ્જ્યોતિષની અભેદ કિલ્લેબંધી દૃશ્યે
પેખ્યા સત્યભામાએ અધૂગ.
" દેવી ! આ ભૌમાસુરનગર ! "
" રાજ ! ડાગમતીએથીયે ભાસે છે
અણનમ એના સપ્ત કોટ ! "
" દેવી ! અણનમ પણ નમે છે,

સંસારે નથી કો' સર્વશ્રેષ્ઠ. "

અને એ......... !
ભૌમાસુરનો હતો અજીત કોટ
ઉપર ઘૂમતું'તું ગરુડવિમાન.
" દેવી ! પેખો પર્વતહારે બાંધ્યા કોટ
પડયા છે સંરક્ષણ દેતા
ભૌમાસુરની પ્રાગ્જ્યોતિષ નગરીને.
જે દિ'ના ઇન્દ્રરાજે
પર્વતોની કાપી'તી પાંખ
તે દિ'ના બન્યા છે એ
પાપીના સંરક્ષક દુર્ગ. "
" રાજ ! વિદારો એને ! "

એ સત્યભામાવેણલે
ઊડંતા ગરુડવિમાને હસ્યા કૃષ્ણ
ફેંકતા ગદાની વર્ષા
ભૂમિએ ઢાળતા પર્વતકોટ.

પછી હતો અગ્નિકોટ
ઝગઝગ......ધખ...ધખતો'તો અગ્નિ
વડવાનલ જાણે
સાગરપટ વીંધીને ધરતીએ પ્રજ્વળ્યો.

એના બળતા અંગારાને
યોગેશ્વર કૃષ્ણે આભે મારી બાણ
રેલાવ્યા બાર મેઘના ધોધ,
ને ઠાર્યા અગ્નિકિલ્લા.
પછી શોષ્યો ' જળકોટ '
ધૂમ્રનાં મેલી બાણ
શોષણ કરી આભવાદળે.
પછી હતો જે
ઝેરી વાયુનો કોટ
એનાં ચૂસ્યાં ઝેર કૃષ્ણે
મેલીમેલીને ઝેર–ચૂસણ બાણ.
" દેવી ! આ છે છેલ્લો કોટ
વિદ્યુતનાં બાંધ્યાં દોરડાંનો ! "

એ ઊડંતા ગરુડવિમાનેથી
પછી વરસી ખડ્ગની વર્ષા
ને તૂટ્યો વિદ્યુત્તારનો કોટ.

એ હતો છેલ્લો કોટ
ભસ્મીભૂત થતો ભૌમાસુરનો
ધરતીએ ઢાળતો સૈન્યસામના.
અને ફરી ફરી ઘુમણિયા ભય
સામનાના અસ્તાચળ નિહાળી

પ્રાગ્જ્યોતિષે ઊતર્યું ગરુડવિમાન.
એવે સુરદૈત્ય પરાક્રમી
ભૌમાસુરનો બળિયો સેનાધિપ
યુદ્ધે ચડ્યો,
એને ઢાળ્યો ધરતીએ.

પછી પ્રાગ્જ્યોતિષરાજન ભૌમાસુરે
શૌર્યે લીધાં સામનાનાં દોરવણાં,
આક્રમણના છાયા મેઘાડંબર
પ્રત્યેક બાણવર્ષાએ.
કૃષ્ણ-ગરુડ–વિમાન બન્યું વીંખાયેલું પીંખાયેલું.
ભૌમાસુરભીતિએ ભૂમિ ડગમગતી
એનાં હતાં આજ પ્રત્યક્ષ દશ્ય.
" શું પ્રાણેશના હરશે પ્રાણ ! "
અમોઘ જીવલેણ હલ્લાના દશ્યે
અચેત બની રાણી સત્યભામા.

એવે શ્રીકૃષ્ણે
શૌર્યની અવધને બાળવા
ટચલી આંગળીએ ઘુમાવ્યું ચક્ર
ને ભૌમાસુરમસ્તક
ભૂમિએ રોળાયું !

° ° ° °

અને...... !
દારિકેશે જીત્યું પ્રાગ્જ્યોતિષ
ને રાજમહાલયચોકે ઊભા'તા
અજીત કૃષ્ણ રાણી સત્યભામા સંગે
ને ગરુડ-વિમાન-ચલાવણહાર દારુક સંગે.

એવે...... !
પ્રગટે જેમ ભૂતાવળ દૃશ્યે
એમ સૌન્દર્યવતી નારીઓનું
પ્રગટ્યું પૂર ભરપૂર,
સૌન્દર્ય ને લજ્જા યુક્ત
હતાં એ સુંદરીમુખડાં.
એ નિહાળી વદ્યા કૃષ્ણ પ્રશ્નતાઃ
" ભૌમાસુર-અંતઃપુર-નારી !
પ્રાગ્જ્યોતિષે શા છે સૌન્દર્યપ્રકાશ ! "

અને વદી એક અગ્રે આવીઃ
" કૃષ્ણરાજ ! સોળ હજાર ને એક સો
વસી અમ ભૌમાસુરઅંતઃપુરે,
ભૌમ-અસુરનાં જાણ્યાં આજ પ્રતિબળ.
પતિવિહોણી અમ નારીનાં
નથી સંસારે સ્થાન,
પણ આપ-ઘનશ્યામરૂપે છે

અમને લાગ્યાં પ્રેમ દૃગ્‌બાણ !"

એ વેણુલે
સત્યભામા અતિ હરખ્યા કૃષ્ણ.
" અસ્તુ, સુંદરાંગીઓ, સોહશે મુજનું અંતઃપુર
બની તમ સૌન્દર્યે ઉજ્જ્વળ !"

એ અનુમોદનવેણુએ
સત્યભામાના સરવ્યા કર્ણ
ને મલકામણે વદીઃ
" રાજ ! કહેશે ટોળ કરી રુક્મિણી ગણી
કે બહુયે આણ્યાં પારિજાતક ફૂલડાં !
કે સ્ત્રીજાતિનો પતિતોદ્ધાર કર્યો,
નારીઉદ્ધારક દેવ !"
" દેવી ! સંસારે છે કર્મનાં નિર્માણ !"

અને એવે દીસ્યો
ભયગ્રસ્ત કમ્પે કમ્પતો ભગદત્ત યુવરાજ,
એને દીધા દ્વારિકેશે આવકાર
પાયવંદન કરંતાને ઝીલી કરેઃ
" ભગદત્ત ! પ્રાગ્‌જ્યોતિષ તમારું છે,
પુત્ર લે પિતાનો વારસો
પણ ન લેશો પાપના અધિકાર,

ભૂમિ ભારતી માગે છે પુણ્યવંતા પુત્રો. "
" આજ્ઞા, મહારાજ ! આપ અમૂલ્ય દોરવણે
રાજ્યધુરાનાં વહાવીશ વહેણ
ઉત્કર્ષસાગરસંગમની કરી
ઉચ્ચ ઉચ્ચતર સદાય પ્રતીક્ષા ! "
" અસ્તુ...... ! "

ο • ο ο

અને અસંખ્ય લીધું સૈન્ય
અશ્વદળ, હયદળ ને પાયદળ
ને પાલખીએ બેસાડી
સોળ હજાર એકસોનાં સૌંદર્યને
પાઠવ્યાં દ્વારામતી દીમણાં.
પછી પ્રાગ્જ્યોતિષના બાગમાંથી
એકાકી લીધું પારિજાતક વૃક્ષ
ને ગરુડવિમાને કર્યો ગમનવિહાર.
" દેવી ! પ્રાગ્જ્યોતિષે હણ્યો ભૌમાસુર,
હવે હિમાદ્રિની છાયાએ
ઉત્તર-પૂર્વ ભારતભૂમિએ
આસુરી માનસ હળવું ભાસશે ! "

અને બેએ સંગાથે નીરખ્યો
ગરુડ-વિમાને આલેખ્યો
ભારતનો ભાગ્યવંતો નકશો.

( ૮૨ )

## રૈવતાચળમહોત્સવે સુભદ્રાહરણ

ગિરિ રૈવતાચળે હતો મહોત્સવ
મંડપ બિછાવ્યો'તો અનુપમ
શોભતો ધ્વજાપતાકાએ,
ને જરિયાની તંબૂડેરા
સુવર્ણ કળશી કહેતા'તા વાત
યાદવોની રિદ્ધિસિદ્ધિની

ઉગ્રસેન રાજન,
વસુદેવ-દેવકી, ને
હતા કૃષ્ણ-બળરામ ભ્રાત
અંત પુરની રાણીઓ સંગે.

સૃષ્ટિના નૈસર્ગિક સૌંદર્ય સંગે
દ્વારિકારાજમહાલયની રાણીઓ
વિહરતી'તી ગીતડાં ગાતી
ને દેતી નૂપુર-ઝાંઝરના નાદ

એ હતું મધ્યાહ્નનું ટાણું
ને યોગેશ્વર કૃષ્ણ ચર્ચતા'તા
સાત્યકિ, અક્રૂર ને કૃતવર્મા સંગે
સારાયે ભારતનો ઇતિહાસ.

અને પેલી પારે
બળરામજી દેતાં'તા અતિથિ-માસભિક્ષાદાન
ને અંતઃપુર લલનાઓ લાવતી'તી
રાંધણિયેથી રસ-ભોજનિયાં.
એવે રાજરાણી રુક્મિણીદૃશ્યે
આલેખાયો અનોખો ચિનાર.

એક દીઠો દૂર પંગતે બેઠો
ભિક્ષાની જોતો ગદ
મહાતેજલો ત્રિદંડી સંન્યાસી.
એનાં નેત્રના દોર
બંધાતા'તા કુમારી સુભદ્રાનાં નયણે,
એને પારખ્યા
રાજરાજેશ્વરીની વિચક્ષણ બુદ્ધિએ.
' સુપાત્રે ઢોળાય તો છે ને ખીર ? '

એ મનસંદેહે
બાહ્યા એણે કૃષ્ણરાજ,
ને વગીર છેટે
વૃક્ષની છાંયડી ઓથે
એણે કહી નાથને વાતઃ
" રાજ ! નાની નણદી સુભદ્રા
યૌવનના ઊછળ્યા જોમે
અવનવી દૃશ્યે પેખે છે

નિહાળો પેલા પંગતે બેઠાને !"
" દેવી ! ભાવિનો કો' હશે સંકેત,
પણ યંત્રો લગીર
હું પે પામું એના ભેદ."

અને ડગ ભર્યાં કૃષ્ણે
ડગલે ડગલે ને દૃષ્ટિનેમે
યોગેશ્વરેશ્વરે પારખ્યો સંન્યાસી,
ને પ્રણામી સત્કારી વધાઃ
" ત્રિદંડધારી સંન્યાસીજી !
દિવ્ય ભાસે છે આપ પ્રભા,
યોગકાન્તિના ઓજસપૂર
છે જાણે શૌર્યનાં બાણ."

એ છેલ્લા મર્મવેણલે
ખમચ્યો ત્રિદંડધારીઃ
" મહારાજ ! કલ્યાણ હો આપનું !"

અને મલક્યા કૃષ્ણ.
" સંન્યાસીજી ! છેલ્લા છો આપ પંક્તિએ
સમય લાગશે ભિક્ષાવારાને,
પધારશો એકાંતે ?
"પરમ સંન્યાસના ચર્ચીશું યોગ."

° ° °

અને એકાંતે...?

હતી એ વૃક્ષઘટા
પંખી કિલ્લોલતાં'તાં ગાન.
" અર્જુન !......"
" મહારાજ ! પારખ્યો ? "
" શૌર્યભાણુ ન છૂપે સંસારે ! "
" મહારાજ ! આપઅનુગ્રા ! "

અને વીતી અમોલ પળ
અન્યોન્ય ઝિલાવતી મલકામણાં
" અર્જુન ! શા છે હસ્તિનાપુરસમાચાર ! "
" મહારાજ ! સર્વ છે કુશળ...પણ...
મેં સેવ્યો વનવાસ ! "
" શા મર્મે ! "
" રાજ ! એક દિ' યુધિષ્ઠિર રાજ
હતા દ્રૌપદી સંગાથે
ને એ એકાંત ભવનમાં
હતાં મુજ ધનુષ્ય ને બાણ
એવે આવ્યો અભ્યાગત બ્રાહ્મણ
એની હરી'તી ધેનુ પાપીએ,
ને મુજને લાવવાના હતા એના તાગ.
પછી પ્રવેશ્યો હું ખરું
મર્યાદા રાખી પીઠે ભરી ડગ
ને લીધાં આયુધ,

પાછી વાળી ધેનુ,
પણ, મહારાજ !
લોપ થયો બાંધી મર્યાદાનો
ને એની શિક્ષારૂપે
બહુ બહુયે વિનવણાં છતાં
મેં સેવ્યો વનવાસ ! "
અને કૃષ્ણના પ્રતિભાભર્યા મોંએથી
પછી સર્યા વેણ્યાઃ
" પાર્થ ! ધર્મ છે જગતે જીતલો.
અધર્મ થયા ભારતવર્ષે આજ,
કોક જ પાળે છે ધર્મ
અનુપમ તું સમા વીરલા ! "

અને મલકયા કૃષ્ણ પછી;
" જોગીરાજ ! શા શા સાધતા'તા જોગ
ઊભી કુમારિકાના હૃદયનયણે ! "

એ કૃષ્ણવેણુએ
ચોભીલું પડયું અર્જુનમુખ
ને પ્રસરી શરમામણાંની છાય.
પછી એને નિખેરી કૃષ્ણે
" પાર્થ ! યથાર્થ છે
લાગ્યાં તમ પ્રેમદોરતાં પ્રમાણ
મુજ બહેનડ સુભદ્રાને

શોધ્યો ન મળત પાર્થ ધનુર્ધર."
"પ્રભો ! અનહદ કૃપાએ દીધાં માન,
પણ ક્ષમા યાચું છું
આપે પરખ્યા મુજ હીન કૃત્યની."

હસ્યા કૃષ્ણ.
"પાર્થ ! નિહાળ પણે
તુજ ભિક્ષાક્રમને નથી વાર
સુભદ્રા છે બળરામઉત્સાન્નિધ્યે
ઊભી લઇને ભોજનનો થાળ.
છલંગ મારી હરજે મુજ બહેની,
ક્ષત્રિયને ન હોય કહેવાની
શૌર્ય દાખવવાની કળા."
"પ્રભુ......! પણ...... ?"
"પાર્થ ! તારો ધર્મ સંભાળ
ક્ષત્રિયને ન હોય બીજી ટકોર,
કે બિરદાવવાનાં એનાં શૌર્ય–પરાક્રમ !"

અને રાણી રુક્મિણીએ
પછી નિહાળ્યું દૃશ્ય મલકામણે:
પળનીયે અકલ્પ્ય ત્વરાએ
જોગીએ લીધી ભિક્ષા
ને જાણે જોગ લજાવ્યો
એમ હરી નણદી સુભદ્રા

બે કરની શય્યાએ પોઢાડી
ને પટાધર શી દઇને છલંગ
અદ્દશ્ય થયો ગિરિઝાડીમાં.

° °

અને મચ્યો કોલાહલ,
યાદવ-બાણુ ધનુષ્યે ચડયાં,
ને બેઠી બળરામજીની ભ્રૂકુટિ
અકલ્પ્ય નિહાળી દશ્ય;
સમુદ્રેથી પૃથ્વી વીંધી
જાણે રેવતાચળે પ્રકટયો વડવાગ્નિ.
અને એમણે દીધી હાકલ:
" શું રસાતાળ ગયું છે યાદવશૌર્ય
કે સુભદ્રા હરે કપટી જોગી ?"

અને એ સજ્જવટ આયુધોની
અનેરી પેખી કૃષ્ણે,
ને ગિરિ રેવતાચળેથી
દૂર-દશ્ય-યંત્રે નિહાળ્યો
ધપતો અર્જુન-સુભદ્રા-રથ.

એવે આવ્યા બળરામ ભ્રાત
પૂર ભરપૂર ક્રોધ-જ્વાલા ભભૂક્તા.
" કૃષ્ણ..........! "

એ વેણુના સંગે થયાં
બે ભ્રાતનાં દષ્ટોદષ્ટ મિલન.
એક દશ્યે હતો
ધોમ ધોમ ભભૂકતો અગ્નિ
ને અન્યની દષ્ટિએ હતાં
સાગર શાં સમથળ જળ.
" કૃષ્ણ ! ક્યાં છે તુજ ચક્ર ?
સજ્જ થા સંહારવા
બહેની સુભદ્રાને હરનારને. "

એ બળરામકંઠવેણુએ
મરક મરક મરક્યા મુરારિઃ
" ભ્રાત ! મનોલગ્ને વરી બહેનીને
શું દેવાં છે જીવનવૈધવ્ય ? "
" શું મનથી વરી ? "
" અંતરના અનુરાગરાથી વરી છે સુભદ્રા.
વળી છે કોણ,
પિછાણ્યો આપે ? "
" કૃષ્ણ ! હશે કોક જોગટો. "
ભ્રાત ! " જોગટો નથી પણ
છે એ શૌર્યનો જોગેન્દ્ર
પાંડુપુત્ર બાણાવળી અર્જુન;
એક ઇન્દ્ર જીતે અર્જુનને

એમ છે અધૂરી સમસ્યા.
નથી લગીરે ગુંજાશ
સારાયે યાદવસૈન્યની,
હે ભ્રાત !
પધારો ને કરો મનામણાં,
નહીં તો પૂગશે અણનમ યોદ્ધો
પાંડવરક્ષિત ઇન્દ્રપ્રસ્થ નગરીએ
ને રોળાશે યાદવસામનાના યશ
અપયશની ફરકશે ધ્વજા.
વળી અર્જુન બાણાવલિ શો
સુભદ્રાને ન લાધત વર કો' !"

એ કૃષ્ણવેણુએ
છવાઇ જેમ આંધી વીખરાઇ
શાંત પડે પવનસુસવાટે
ને અટવાયો પથિક પેખે માર્ગ
એમ ક્રોધ શમ્યા બળરામજીના.
પછી સંચર્યા વેગે
બહેનીહર્તા વરને મનામણે.

° ° °

અને દ્વારામતીએ
લગ્ન થયાં યદુકુમારીનાં
પૃથાપુત્ર પાર્થ સંગે,

ને સૌન્દર્યસાગર શી યદુપુરીએ
ઉલ્લાસપૂર્ણિમાની આવી ભરતી
ને આનંદનાં ઊછળ્યાં મોજાં
રજની વીતતી ને થતું પ્રભાત
ને યૌવનપૂર્ણ વરવધૂ પ્રાર્થતાં મનડે
ઊગંતા દિનભાણુને કે
" પશ્ચિમ મહેલે ત્વરિત પધારો. "

અને એવા એક દિ'એ
ઉદ્યાનમાં ફરતા'તા નર–નારાયણ.
" અર્જુન ! હસ્તિનાપુર તજ્યું ને
ભારતપરિક્રમણે શું શું દીઠું ! "
" મહારાજ ! નૈસર્ગિક સૌંદર્યનાં કરતાં પાન
ગંગાદ્વાર વિષે કર્યો નિવાસ.
પછી એક દિ' ગંગાસ્નાને
દીધી મેં વહંતા પ્રવાહે ડૂબકી,
એવે કો' કોમળ સ્પર્શે
વહનનાં પૂરે ખેંચાણો.
પછી હતો એક સંગેમરમર ઘાટ
ને હતો કળાયલ મહેલ
નીર નીતરતી એ સૌન્દર્યરમણીનો.
પ્રભો ! બહુ બહુયે કહ્યું
કે સેવું છું બ્રહ્મચર્ય વનવાસે

પણ એણે દીધાં જીવનહત્યાનાં પાપ,
ને એ હતું મુજ
એક રાત્રિનું લગ્નજીવન.
પણ પછી ઊગ્યું પ્રભાત
ને એ જ સરિતાને તીરે
ઉલૂપીએ દીધું વરદાન
મંત્ર ભણાવી ' જળ-વિજ્ઞાન ' નો
કે અજયપણું ને સ્વાધીનતા
સદાય રહે જળતત્ત્વ પર "

એ કથા સુણી મલક્યા
પરમતત્ત્વેશ્વર યોગેશ્વર કૃષ્ણ
ટહેલતા ઉદ્યાનકુંજે.
" પાર્થ ! ભલી પ્રાપ્તિ વિદ્યા,
ભાવિ એનાં દેશે પ્રમાણ
કોક અમૂલી પળે. "
" રાજ ! પછી હિમાદ્રિએ સંચર્યો,
ને માનસરોવરને સિદ્ધાશ્રમે
પુણ્યવંતા સિદ્ધોનાં કીધાં દર્શન,
ને પ્રાપ્યા સિદ્ધઆદેશ
કે સદાય વર્ષશે પુણ્ય-આશિષ-વર્ષા
અભ્યુદય કરવા ભારતભૂમિએ ! "
" પાર્થ ! સિદ્ધાશ્રમનો સિદ્ધયોગ

મસાનનો પુણ્યપંથીલો છે.
પણ, પાર્થ, પછી ?"
"પ્રભો ! મહેન્દ્રાચળ ને અન્ય ગિરિમાળ વીધી
પછી દીઠી મણિપુર નગરી
ને મહીં સ્વરૂપવંતી ચિત્રાંગદા નાર
ભાગ્યવિધાતાએ ભાખ્યા હશે
અવશ્ય અમ સંયોગ,
ને વિધિના ક્રમે ક્રમે
વરી મુજને ચિત્રાંગદા નાર.
રાજ ! એમ વીત્યો કાળ
ને પુત્રવિહોણા પુત્રીના પિતાએ
પછી જાણી દૌહિત્રની આશ
ને હેલ્યા આનંદહેલે
કરી મને મહામૂલી પહેરામણી.
પછી તજ્યું મણિપુર નગર,
ને કરીકરીને પ્રવાસ
આપ મહાનુભાવશ્રણે
બન્યો છું યદુજનમાત્ર !"

અને અર્જુનના મલકામણે
હસી વદ્યા ભારતેશઃ
"પાર્થ ! ભારતની ચોપાટને પડે
ચોસરે ચોસરે બાંધ્યા છે અડ્ડા

તેં ને મેં, પાર્થ,
વરીવરીને નમણી નાર !"

એ કૃષ્ણવેણુલે
વિચારસાગરના મંથનેથી
વેણ કહ્યાં અર્જુનેઃ
"પ્રભો ! વણસમજી છે મુજથી
આપે ભાખી ચોપાટબાજી !"
"પાર્થ ! પધાર વિચારણાખંડે !"

અને નર-નારાયણે
ઉદ્યાન છોડી ભર્યાં કદમ
રાજમહાલયના વિચારણાખંડે.
"પાર્થ ! પેખ ભારતનો નકશો
ને પાંચ ભૂમિના ઇતિહાસ"
"પ્રભો..........!"

અને દ્વારિકેશે કહ્યો ઇતિહાસ
ભારતભૂમિના ભૂરેખચિત્રે ચીંધી.

એ પર-માનવના દશ્યે
સારુંયે અવલંબ્યું'તું
યુગ દ્વાપરનું ભાવિ.
દિવ્ય એ મૂર્તિએ હતાં
યોગેશ્વરેશ્વરનાં યોગ-ઓજસ.

" પાર્થ ! યુગે યુગે પ્રવર્ત્યા છે
આસુરી ને દૈવી સંપત્‌ના સંગ્રામ.
યુગ ત્રેતાએ રામપ્રજ્ઞાભિનિષ્ક્રમણે
રાજા રામે વિદાર્યું આસુરી વિજ્ઞાન
જીતંતા બની પ્રજ્ઞાન "
" પ્રભો.........! "
" પાર્થ ! એ કાળની છે સમસ્યા
અર્ધ ભૂમિ ભારતની
ઉકેલવી હું ને તું એ સંગાથે.
હજીયે છે દક્ષિણ ભારત
અંધારે પડ્યો કૌમાર પ્રદેશ
પશુપંક્તિના છે માનવ
ને છે નીચ...નીચ...જંગલો
પણ...પાર્થ......
ભારતભૂમિએથી ઉતારવા પાપભાર
ને માનવકલ્યાણ અર્થે
ધર્મ કહે છે આપણો
કે આસુરી જીતવી શૂરવીરતાએ. "

અને વીતી શાંત પળ
વાતા'તા ધરતીઘેરા સાગરેથી સમીર.
" પાર્થ ! ઉત્તર પશ્ચિમ પાથર્યાં છે
હિમાદ્રિની છાયાએ વર્ચસ્વ.

તક્ષશિલાથી પશ્ચિમ લગી
મદ્રદેશ, કોશલદેશ ને મથુરા.
વળી ઇન્દ્રપ્રસ્થ ને ઉત્તર પાંચાલ છે '
તમ પાંડવ પડતા પ્રભાવે,
ને પ્રાગ્જ્યોતિષ ! "

એ કૃષ્ણવેણુલે
મરકતાં સર્યાં અર્જુનવેણુલાંઃ
" અચ્યુત ! સોળ હજાર ને એક સો નારીનાં
સૌન્દર્યે
શું જીત્યું સારુંયે પશ્ચિમ ભારત ? "
" પાર્થ ! અવતી માલવદેશ ને
વૈદર્ભ જીત્યાં રુક્મિણી રાણીને વરીને,
મધ્યભારતનું લક્ષ્યબિંદુ ! "
" મહારાજ ! હવે......? "
" પાર્થ ! જીતવું છે સારુંયે ભારત ! "
" બનવા સમ્રાટ ? "
" નહિ... પાર્થ... નહિ,
નહિ બનવા સમ્રાટ
પણ બનાવવા પાંડવોને સમ્રાટ ! "

અને એ વેણુલે
આથમતી સંધ્યા ને રજનીના મિલને

જાણ્યો ઊગ્યો ચન્દ્રમા.
રાજરાણી રુકિમણીનાં તેજ–ઓજસનો
ને હતી એની ચન્દ્રિકા
યૌવનફૂલડાં વેરતી નણદી સુભદ્રા.

એના દાખવી સૌન્દર્ય
વદી સૌન્દર્યપૂર યદુમહારાણીઃ
" યદુનંદન ! બહુયે વિચાર્યાં વિચારણાખંડે બેસી
ભૂમિ ભારતનાં ભાવિ,
પણ ભારતવંશજની પ્રિયા
' ભારત 'ની નિહાળતી'તી વાટલડી
અનિમેષ મીન શાં ઊઘડયાં નયણે ! "

એ રાજરાણીવેણુએ
બહેની સુભદ્રાને મુખડે મલકયા
ભારતના ભાગ્યવિધાતા.

પછી...?
રાત્રિ વીતતી'તી ધીર ધીરી
આભે ચડતો'તો ચન્દ્ર.
પ્રણયચન્દ્રેય ચડતો હતો,
કહેશો રંગભીની કઈ રજની
પર ?

( ૮૩ )

## ઇન્દ્રપ્રસ્થગમન

અને વસી યદુપુરીએ
ઇન્દ્રપ્રસ્થ પધાર્યાં અર્જુન-સુભદ્રા,
ને પહેરામણી લઇને લગ્નની
કૃષ્ણે સોહાવ્યું ઇન્દ્રપ્રસ્થ.
ભ્રાત બળરામજી ને સેનાપતિઓ સંગે.

એના થયા આદરસત્કાર
પાંડવ મળ્યા ને આશિષ દીધી કુંતાજીએ
ઇન્દ્રપ્રસ્થે ઊડયાં ધ્વજ-પતાકા.
રાજમાર્ગો મહેક્યા મંદમંદ
મીઠા અગરધૂપના પરાગે.

પછી રાજમહાલયે
આનંદે ભેટયા પાંડવ
પ્રીતિલા યદુપરોણાઓને
ને કૃષ્ણાએ કર્યા કૃષ્ણના સત્કારઃ
" વીર ! આનંદે તો છે ને દ્વારામતીએ
સોળ હજાર એકસો ને અષ્ટ
મુજ સૌન્દર્યભાભીઓ ! "

એ દ્રૌપદીબોલે

મલકામણે વદ્યા દ્વારિકેશ:
" કૃષ્ણા ! સદાય ઝીલે એને છે
સંસારે આનંદ–ઉલ્લાસ ! "

× × × ×

અને આનંદે વિચરતા'તા દિ'
એવે થયો દ્વિગુણો આનંદ;
સુભદ્રાકૂખે જન્મ્યો બાળ
ને વધાઇ વાગી ઇન્દ્રપ્રસ્થે
મૃદંગ શરણાઇ ને બજ્યાં નગારાં
બહુપે દીધાં રાજ યુધિષ્ઠિરે દાન
ને યદુમાતુલ કૃષ્ણ–બળરામે
લાખેણી કરી પહેરામણી.
ને દિ'એ વધે ને રાત્રિએ વધે
પારણામાંથીયે ભાસ્યો પરાક્રમી કુમાર
શૌર્યનો જાણે બીજો ભાણ
સૌએ કહ્યો અભિમન્યુ એને.
ને એમ એમ વીત્યા દિ'
પાંડવકુળે થયું વંશવર્ધન
દ્રૌપદીકૂખે પ્રકટયા પાંચ કુમાર
સિંહનાં જાણે બાળ.
પછી ખેલતાં રમતાં કૂદતાં
શું ભાવિની રણુ–શેતરંજે
ખેલવા ?

( ૮૪ )

## ખાંડવવનદાહ

ઋતુ ગ્રીષ્મ આવી
ને લાવી ઉગ્ર ઉષ્ણતા,
ધરણીનાં પાણી વૃક્ષે ચડયાં
ને લતાકુંજ લીલત્રણી ખીલી
આમ્રે ટહુકી કોકિલા.
એવે વિહાર કરવા યમુનાએ
પાર્થ સંગે સંચર્યા ઘનશ્યામ
આજ્ઞા લઈ યુધિષ્ઠિર રાજની.

એ હતો યમુનાકાંઠડો
સરિતાના નીરપટે બાંઝીને
મન્દ મન્દ વાતા'તા અનિલ

લહેરાવતા વિહાર કરંતાને.
તરતી'તી શોભંતી નાવ
આછા આછા સરિતાતરંગે.
ને જરિયાની બિછાવ્યા વિરામ–આસને
વિરાજ્યા'તા કૃષ્ણ ને પાર્થ,
નર્તકીઓ કરતી'તી નૃત્ય
ગાતી વિલાસગીતડાં.
કોક સૌન્દર્ય ને નૃત્યકલા વિશારદ
મુખડે આલેખી નવરંગ મલકામણાનું ધનુષ્ય.
સુવર્ણજામે ભરીભરીને
લાસ્ય કરતી દેતી'તી આસવ,
એનાં કરતાં'તા પાન
સખા શ્યામ ને પાર્થ.

એવે દીઠ્યો અર્જુનને
વલ્કલાચ્છાદિત જટાધારી.
વૃક્ષવનરાઇ વીંધીને જાણે
સરિતાએ આવતો સ્નાનને કાજ.
પણ ન કર્યાં સ્નાન
કે ન લીધાં યમુનાજળઆચમન
પણ દગ્બાણે માંડ્યા સંયમ
સરિતાના તરંગે તરંગે.
એને ઝીલી ઝીલી

અર્જુનમુખે વદ્યા વેણ
' મહારાજ ! પેખો પેલે તીર
યોગેન્દ્ર કશે ? "

અને કૃષ્ણનયણે
પારખ્યા યોગના પ્રમાણ.
" પાર્થ ! એ યોગી છે ..એક યોગી છે
સારુયે જીવન કરી ભાસે છે
માનવનું પોષણ કરવાની એણે
કૃષિકારધર્મની પરમ તપશ્ચર્યા
પૃથ્વીદેવીને પૂજીપૂજીને "
" પ્રભો ..! "
" પાર્થ ! નાવિકને દે સદેશ
કે નાવને ભેગડે કાઢે,
આપણેયે જાણીએ
ધરતીપુત્રના યોગઆદેશ '

અને હલેસાએ ફર્યાં સુકાન
ને સામા પ્રવાહે ઊડંતા નીરછંટકારે.
પછી ધીરે ધીરે
કાંઠડે ઊભી નાવ
ને વદ્યા યોગેશ્વર કૃષ્ણ
" જટાધારી ! શા કારણે પધાર્યા છો ? "

' રાજ ! પરમાર્થની ભિક્ષાને કાજ
ઝીલજો મુજ વેણુના
ઇન્દ્રપ્રસ્થ રાજ્યનો છું હું
ક્ષમા કરજો ! પણ અન્નદાતા !
માનવ વસ્યા છે અપાર
પાંડુપુત્રોના પરમ પરાક્રમે.
રાજ ! અફાટ ધરતી આ છે ફળદ્રુપ.
પણ પડી છે વણખેડેલી
અને નથી થતા એના ઉપયોગ "

એ જટાધારીવેણુને
અર્જુને પારખી સખાની મહેચ્છા
" વલ્કલધારી ! કૃષિકાર !
શા છે તમ મંતવ્ય તો ? "

અને નીરખ્યા એણે
દ્વારિકેશના દીર્ઘદ્રસ્ય ફેરવણા
ગીચ વને કરતા પ્રતિક્રમણા.
" રાજ ! આપે પારખ્યા ભાસે છે
મહારનના જગતે ઉપયોગ
પેખો ગેલે ખાંડવવન
અગોચર છે જીવનપોષણઅવરોધક.
દાહ લગાડો ને દ્યો દાન મુજને.

પરમાર્થની આ ભિક્ષા છે !
ધાન્ય પાકશે અને
પોષણ થશે માનવજીવનનું. "

એ જટાધારી કૃષિકાર વેણુએ
યોગેશ્વર મલકયા મુખડે, પણ
અટપટા વિચારવને અટવાયો અર્જુન.
એવે વદ્યો યાચંતો યોગી:
' રાજ ! દુષ્કર ભાસે છે કાર્ય
પણ આવરણનાં છે નિવારણ,
પધારો લગીર પગદંડીએ ! "

અને ભર્યાં ડગ એણે
ને દોરવાણા પૂંઠે કૃષ્ણ-અર્જુન.
પછી દૂર દૂર હતો ચોક,
મધ્યે હતો સુવર્ણરથ
ને ફરકતી'તી ધ્વજા
મહીં હતું અંજનીજાયાનું પ્રતીક.
" રાજ ! વિરાજો રથે ને
દાહ લગાડો ખાંડવવને
છે મહીં ગાંડીવ ધનુષ્ય
ને બે ભાથાં.
બાણાવળી ગ્રહે બાણ,

ને ચક્રવર્તી ધરે ચક્ર !"

એ વેણલાં વદી
ડગ ભર્યાં રથદીમણા
ને કૃષ્ણને અર્પ્યું ચક્ર
" રાજ ! મહામૂલી જીવનસાધનાએ
ધરતીના લોહપટથી કર્ષણ કરી
સરજ્યું છે અર્જન ચક્ર
અર્પું છું......
ભાસો છો ચક્રવર્તી મુજને આપ !"

સુણી વેણ હસ્યા કૃષ્ણ.
" કૃષિકારજી ! ચક્રવર્તીને વરે ધન
લેશેય નથી મુજ કને ધરણી.
ભ્રમણાએ ભૂલતા તો નથીને
અર્પી મને ' ચક્ર ' ? "
' નથી જ ભૂલતો રાજ !
સ્વીકારો, પ્રભો ! "

અને ચક્ર દઈ ઘનશ્યામને
જટાધારીએ સમર્પ્યું ગાંડીવ
બાણાવળી પૃથાપુત્રને.
" રાજ ! સ્વીકારો.
પ્રકાશંતો ભાણુ વિરમે તેજે

તો જ શૌર્યનાં તેજકિરણ છુપાય !"

 સ્વીકાર્યું અર્જુને ગાંડીવ
ને પ્રત્યંચાએ કર્યો ટંકાર.
જાણે ધરતી પ્રજી
આમગોરાંભે પડ્યા પડઘા,
ને વદો જટાધારી વેણઃ
"પધારો ને આરંભો કાર્ય.
માનવહિતકલ્યાણ અવલંબે છે
આપની પુનિત કાર્યદક્ષતાએ"

° ° °

 અને......?
અશ્વ થાભડ્યા કૃષ્ણે.
"પાર્થ ! બનીશ હું તુજનો સારથિ
ખાંડવવનદાહસમાપ્તિ લગી !"
"મહારાજ ! ક્ષમા કરજો વિનંતી એક,
પણ સદાય બની જીવનસારથિ
હંકારજો સંસારે મુજનો રથ."
એ અર્જુનવેણલાં
શું ઝીલ્યાં યોગેશ્વર કૃષ્ણે ?

 અને......?
પ્રતિક્રમણા કરી ખાંડવવનની
કાળે જાણે લીધી ધુમ્રમણિયા

દાહ શો ક્રૂર કાતો'તો ઉનાળુ પવન
ને અગ્નિ આપ્યો અર્જુનને
' મહારાજ ! સારુયે ખાંડવવન
ભસ્મીભૂત થશે જ્વાલાઅગ્નિએ ! "

અને પ્રસર્યો અગ્નિ
પ્રલયકાળનું જાણે આખું પ્રતીક,
ભસ્મીભૂત કરતું તું વનને
અગ્નિજ્વાલા આભે ફેલાવતું
ધૂમ્રના ગોટમગોટ વાદળ
ને એ અંધકારે
માનવવિધ્વંસક રાની પશુને
ગાંડીવ ધનુષ્યે વિદાર્યા પાર્થે,
ને હોમ્યા ધખધખતા અગ્નિએ
એવું દીઠું પાર્થે
વનમાનવ વનપ્રાણી શો
ને ગાંડીવે ધર્યું બાણ
" પાર્થ ! સબૂર !
ગાંડીવ નાખશે કળા હણીને,
કો કળાકાર ભાસે છે !
કળાના છે બંધનમુક્ત ઉડ્ડયન ! "

અને ?

## ( ૮૫ )

## ઇન્દ્રપ્રસ્થે સભારચના

        એ હતી ખાંડવવનદાહસમાપ્તિ
શેષ ભડકો બળતો'તો
ને ધીરે ધીરે શમતા'તા ધૂમ્રગોટા.
શ્રીકૃષ્ણ ને અર્જુન
વિશ્રાન્તિ લેતા'તા યમુનાકાંઠડે

એવો દીસ્યો કલાકાર
હતી એની પ્રચંડ કાય
શિરે ઝૂલતાં'તાં ઝુલફાં.
કફની પરિધાની'તી એણે
ને કરે હતાં તાડપત્રીરેખાંકન
" રાજ ! દીધાં આપે જીવતદાન
એના અનુગ્રહે
શી સેવા ધરું આપચરણે ? "

સુણી વેણ કૃષ્ણમુખડે નીરખી
પ્રશ્ન કર્યો અર્જુને:
" કોણ આપ,
શી છે આપની ભાળ ? "
" રાજ ! મયદાનવ મુજ નામ,
છું હું સ્થાપત્યકલાવિશારદ.
વનદાહે ઉગાર્યાની ઋણમુક્તિ કાજ
શી સેવા ધરું સ્થાપત્યકલાની ? "

મયદાનવ નામે ખમચ્યો પાર્થ.
" મહાશય ! કલાવિશારદને શાં શાં વળી
દાનવ નામ ? "
એ વેણે મલક્યો સ્થાપત્યવિશારદ.
" રાજ ! આસુરી સંપત્તિ છે વૈભવવિલાસ,
કલા-પૂજને સાધું છું યોગ.

પણ મુજ કલારથાપત્યે વસંતા
વિલાસે ભૂલે છે જીવનનેમ.
ને એ જવાબદારી ગણીને
સ્વયં મેં જોડયું છે
મુજ ' મય ' નામ સંગે ' દાનવ ' ઉચ્ચારણ.
પણ રાજ ! શી સેવા સાધું ? "

હસ્યા કૃષ્ણ મલકતા વદતા'
" કલાધારી ! ઇન્દ્રપ્રસ્થ છે ઇન્દ્રનગરીશું'
પણ રાજ યુધિષ્ઠિર મહેલે નથી
ઇન્દ્ર શું ઉત્તમ સભાગૃહ.
અમર કરો તમ કલાના ઇતિહાસ
પાંડવના સુનામ સંગે ! "

એ વેણુલે વદ્યો મયદાનવઃ
" રાજ ! યથાર્થ આપઆજ્ઞાએ
આલેખું છું સભાગૃહના નકશા.
પછી માન્ય કરાવી આપ કને
સંચરીશ ગિરિ હિમાદ્રિએ
રત્નોની છે જ્યાં મહામલી ખાણ
ને સુવર્ણ ને સ્ફટિકનાં
ગિરિપડે ઢાંકયાં છે સંગ્રહસ્થાન.
રાજ ! જગન જોશે કે

એવે દીસ્યો કલાકાર
હતી એની પ્રચંડ કાય
શિરે ઝૂલતાં'તા ઝૂલફા.
કફની પરિધાની'તી એણે
ને કરે હતા તાડપત્રીરેખાંકન
"રાજ ! દીધાં આપે જીવતદાન
એના અનુગ્રહે
શી સેવા ધરું આપચરણે ?"

સુણી વેણ કૃષ્ણમુખડે નીરખી
પ્રશ્ન કર્યો અર્જુને·
"કોણ આપ,
શી છે આપની ભાળ ?"
"રાજ ! મયદાનવ મુજ નામ,
છું હું સ્થાપત્યકલાવિશારદ.
વનદાહે ઉગાર્યાની ઋણમુક્તિ કાજ
શી સેવા ધરુ સ્થાપત્યકલાની ?"

મયદાનવ નામે ખમચ્યો પાર્થ.
"મહાશય ! કલાવિશારદને શા શા વળો
દાનવ નામ ?"
એ વેણે મલક્યો સ્થાપત્યવિશારદ.
"રાજ ! આસુની સંપત્તિ છે વૈભવવિલાસ,
કલા-પૂજને સાધું છું યોગ.

પણ મુજ કલારચાપત્યે વસંતા
વિલાસે ભૂલે છે જીવનનેમ.
ને એ જવાબદારી ગણીને
સ્વયં મેં જોડયું છે
મુજ ' મય ' નામ સંગે ' દાનવ ' ઉચ્ચારણ.
પણ રાજ ! શી સેવા સાધું ? "

હરખા કૃષ્ણ મલકતા વદતા'
" કલાધારી ! ઇન્દ્રપ્રસ્થ છે ઇન્દ્રનગરીશું'
પણ રાજ યુધિષ્ઠિર મહેલે નથી
ઇન્દ્ર શું ઉત્તમ સભાગૃહ.
અમર કરો તમ કલાના ઇતિહાસ
પાંડવના સુનામ સંગે ! "

એ વેણુએ વદ્યો મયદાનવઃ
" રાજ ! યથાર્થ આપઆજ્ઞાએ
આલેખું છું સભાગૃહના નકશા.
પછી માન્ય કરાવી આપ કને
સંચરીશ ગિરિ હિમાદ્રિએ
રત્નોની છે જ્યાં મદામલી ખાણ
ને સુવર્ણ ને સ્ફટિકનાં
ગિરિપડે ઢાંકયાં છે સંગ્રહસ્થાન.
રાજ ! જગત જોશે કે

મયદાનવે રચી'તી ઇન્દ્રપ્રસ્થે સભા !"

અને શિલાએ લઇને સ્થાન
એણે દોર્યાં અવનવાં ચિત્રપટો
પેખ્યાં એ પાર્થે ને કૃષ્ણે,
પછી ભર્યાં મયદાનવે ડગ.
" રાજ ! કાળની અલ્પ અવધિએ
હિમાદ્રિએથી આણીશ સામગ્રી ! "

અને વધતી પળે
વાતા'તા આછા અનિલ
પાર્થ ને કૃષ્ણ યમુનાકાંઠલડે હતા.
" મહારાજ ! આસુરી સંપત્તિભરી સભા
શા કરશે અમ જીવનઉત્કર્ષ ? "
" પાર્થ ! વિલાસે વસીને
વણસ્પર્શ્યા રાખજે વિલાસ,
નહીં સ્પર્શે દાનવી સંપત્તિ. "

× × ×

વહ્યો સમયનો પ્રવાહ,
ને સરિતાપ્રવાહે શું જાણે
ઇન્દ્રપ્રસ્થે આવી સભાસાધનસામગ્રી.
ને ખાતમુહૂર્તેય થયાં સભાનાં
રાજ યુધિષ્ઠિરના વરદ હસ્તે.
બ્રાહ્મણો વદ્યા વાસ્તુમંગલવાક્ય.

એવે......... ?

કૃષ્ણ હસ્યા પાંડુકુમાર સહદેવ પ્રતિ
વણસુણાયા અન્યથી બોલ:
" સહદેવ ! જ્યોતિર્વિદ્યાવિશારદ છો,
શા શા કહે છે નક્ષત્રગ્રહો
આજના ઉદ્ઘાટન ઉત્સવના પ્રભાવ ?

પાંડુકુમાર સહદેવને
વરી'તી જ્યોતિષી વિદ્યા,
સારુંયે વિશ્વ કહેતું એને
તારા નક્ષત્ર ને ગ્રહોનાં સંચાલન
ને એના અગમ્ય પ્રભાવ.
પણ વણપૂચ્છયા ઉત્તર દેવાના
સહદેવ કુમારને હતા અવરોધ.
પછી એણે મુખડે મલકી
છાનાં છાનાં કહ્યાં વેણલાં:
" મહારાજ ! પ્રશ્નો છો સર્વજ્ઞ થઈ
આપ યોગેશ્વરેશ્વર આજ
તો સુણજો......
આ છે મહાભારત મંડાણનું
ખાતમુહૂર્ત ! "

० ० ०

અને......?

સભાના થયા મંડાણ ને
કૃષ્ણજી સંચર્યા દ્વારિકાએ
ને ઇન્દ્રપ્રસ્થે રચાઇ સભા,
સારીયે સૃષ્ટિની સ્થાપત્યકલા
નીતરી નીતરી અભિવૃદ્ધ કરી શોભી
મયદાનવરચ્યા સભાગૃહે
ને આસપાસ ખીલ્યા ફૂલડાં
મનોહર રચી પુષ્પવાટિકાએ
વૃક્ષ ઊગ્યા ઘટાટોપ
લીલવણી દેતા મીઠી છાય
ચિત્તપ્રસન્ન લતાકુંજે
રંગ રંગ ફૂલડાં રીઝયા,
ને સરોવરિયે ખીલ્યા કુમુદ
મહીં હંસ-હંસીએ માંડયા નૃત્ય

એવે બજી વીણા
ને પધાર્યા મુનિ નારદજી
' નારાયણ... હરે ! નારાયણ... હરે ! '

અને પાંડવોને કર્યાં સન્માન
ને ફરી બજી નારદવીણા.
શું વીણાતાર ઝણઝણતા હતા
યુગદ્વાપર ગીત ગાવા ?

## ( ૮૬ )
## નૃગોદ્ધાર

અને દ્વારિકાએ
યદુનંદન પધાર્યા ઇન્દ્રપ્રસ્થેથી,
રાજમહાલયે વીતી રજની
ને આનંદનો ઊગ્યો ભાણુ;
ઉલ્લાસ ઊછળ્યો પ્રકાશવંતો
રમણીએ ઓઢી ઉષા-નવરંગ ઓઢણું
ને બાલસૂર્ય યદુસૃષ્ટિના
રમણાએ ચડયા દ્વારામતીની ધરતીએ
આનંદતા મૃગયાખેલને
પ્રદ્યુમ્ન યુવરાજ, ગદ, ચારુ ને ભાનુ સંગે
એવે મધ્યાહ્ન સમયે
તૃષાતુર બની જળપાન આશાએ
આવ્યા એક વાવ સમીપે
ને મહીં દીઠો પ્રચંડ કાચંડો
પછી કર્યા એમણે પ્રયાસ
કે વાવેથી કાઢી આણે બહાર
ને મેલે દ્વારામતીના
અનુપમ પ્રાણી–સંગ્રહસ્થાને.
પણ......!
કુમારોને ભાસ્યું દુષ્કર

બહુ બહુયે કર્યા પ્રયાસ
પણ અગાધ શ્રમેયે પ્રાપ્તી નિષ્ફળતા
ને નાસીપાસ બની સંચર્યા
દારિકેશને મહેલે
અહીં પ્રદ્યુમ્ને સુણાવી સારીયે વાત,
ને સુણી ઊઠયા કૃષ્ણ ડગ ભરતા.
"બાળ ! ભાસે છે ગૂઢા મર્મ !"

અને એ વાવનાં સોપાન
ક્રમે ક્રમે ઊતર્યા કૃષ્ણ
ને વામ કરે કીધો સ્પર્શ,
એવે કાચંડાનો દેહ
જળચર સ્થાને બન્યો માનવ.
દેદીપ્યમાન હતી કાંતિ
ને હતો સુવર્ણ શો દેહ.
પ્રણામી કર્યા એણે નમસ્કાર.
"અનંતમૂર્તિ ! ભાગ્યવાન છું નૃગરાજ
ને પૂર્ણાહુતિ છે આપસ્પર્શે આજ
મુજનાં સકળ પાપફળની."

એ વેણલે
યોગેશ્વર કૃષ્ણે નિહાળ્યું આપસ
સારુંયે યદુવૃંદ ઊભું,
એમને સમજાવવી'તી પાપપુણ્યમીમાંસા.
વેણ વદ્યા જાણણહાર પછીઃ

" નૃગરાજ ! વિમાસણુએ ડોરયુ છે
સારુંયે યદુવૃંદ;
સુણાવશો આપની કથની ? "
પ્રતિભા ઝીલી યોગેશ્વરવેણુવાંની
નૃગરાજે કહી કહાણી.
" પ્રભો ! ઇક્ષ્વાકુવંશી હું નૃગરાજ
ગૌધન દાનેશ્વરી હતો
ક્વચિત્ આપેયે સુણ્યાં હશે
મુજ રંકનાં ગવાતા યશોગાન
એવે એક સમયે .
મુજ ગૌધણે ભળી એક ધેનુ,
અજાણે મે કીધા એના દાન
સુવર્ણે શણગારી એક બ્રાહ્મણને.
એવે આવ્યો હકદાર ધણી
ને લીધી એણે હઠ
પુન ધેનુપ્રાપ્તિની
ને પરેલાએ કર્યો ઇનકાર.
બહુ બહુયે સમજાવ્યા
લક્ષ એક ધેનુ દાનનુ કહી,
પણ પઠી ગયો હકદાર
નાસીપાસ થઇ મુજ નગર તજીને.
એવે પૂર્ણાહુતિ થઇ મુજ જીવનની
ને સમયોક વીંધી
યમલોકે સંચર્યો આત્મા

ક્રિયમાણનાં લેવા ફળ.
પુણ્ય મુજનાં હતાં અધિકાં
તે પ્રથમ માગ્યાં મેં પાપનિવારણ
એવે લાધ્યો મુજને કાચંડાનો દેહ
ને નિવારણાં તો......!"

અને ફરી કીધા કૃષ્ણનમસ્કાર
પુન. માનવદેહપ્રાપ્યા નૃગરાજે.
એના થવાનાં હતાં પરિવર્તન
અધૂરીની પૂર્ણ સિદ્ધિ પ્રાપ્યે
માનવદેહેથી દિવ્ય દેહે
ને ભર્યાં એણે ડગ
પૂર્ણ કરવા આત્મઆરતી.

યદુવૃંદ ઊભું હતું
ને મલક્યા યોગેશ્વર કૃષ્ણ.
"જગતે છે પરમ સમસ્યા
ક્રિયમાણનાં લાગ્યાં બંધનની.
નિર્લેપ રહી સેવવો સંસાર
એ છે પરમ જીવનસિદ્ધિ.
નૃગરાજાએ દીધાં દાન
પણ આવિર્ભાવ ને અહંતાભર્યાં
આછા આછા હશે નામનાના મોહ.
દાનેશ્વર બની દીધાં દાનથીયે
શ્રેષ્ઠ છે અંતરઆશિષ !"

## ( ૮૭ )

## પૌંડ્રકવધ

ત્રણ અક્ષૌહિણી કરૂષદેશસેનાએ
ઘેરી યદુનગરી,
પણ ન હતી અસાવધ
દ્વારિકાની નારાયણી સેના,
જાણે સાગર ઊમટ્યો શૌર્યનો

સપાટીથી નીચી ધરતીને ખોળના.
કરુષરાજ પૌંડ્રકની ગણના
ધરતીએ રોળાતી ભાસી.
એવે મિત્રની સાથે આવ્યો
ગણનાએ ભૂલી કાશીરાજન્
યદુશૌર્યના સાગરે.
નહોતાં મેલ્યાં એમણે જલઊંડાણનાં માપ
કે નીકળે બળઊંડાણના માપ.
અને રણમયદાને
રુદ્રે માંડ્યું તાંડવનૃત્ય
ધરતીએ ઢળ્યાં લીલુડાં માથાં
ને રેલી શોણિતની નીક.

એવે કૃષ્ણરથ ઘૂમતો ઘૂમતો
પૌંડ્રકરથ સમીપ પૂગ્યો,
ને તાડૂક્યો કરુષરાજ પૌંડ્રક
અહંતાના જોમપૂરભર્યોઃ
" કૃષ્ણ ! શંખ ચક્ર ને ગદા પદ્મ ધારી
ભારતવર્ષે છું હું એક,
ને સજ્યા છે તેં મિથ્યા સ્વાંગ ! "

એ પૌંડ્રકનાં હાસ્યયુક્ત વેણ
સુણી કીધું કૃષ્ણે અટ્ટહાસ્ય.

" પૌંડ્રક ! રંગભૂમિ નથી કે નટ બની આવ્યો,
આ છે રણમેદાન
અસલી કોણ ? તું કે હું ?
એનાં દેશે રણક્ષેત્ર પ્રમાણ ! "

અને રણઘેલા દ્વારિકેશે
અસ્તવ્યસ્ત કીધો રણે રથ,
પછી કરે દીધી ચક્રને ઘુમરિયા
ને ઇન્દ્ર કાપે પર્વતશિખર
એમ ઉડાડ્યું પૌંડ્રકમસ્તક.
પછી મૂર્ખ મિત્રની સહાય કરંતા
કાશીરાજના કૃત્રિમ શૃંગાર ભર્યા મસ્તકને
ધડેથી કીધું વિયુક્ત
ને નાઠી પછી
રહીસહી પૌંડ્રકસેના.

પછી બજ્યાં જીતનાં વાજિંત્રો
ને યશોગાન ને ફૂલડાંની વર્ષાએ ભીંજાઇ
કૃષ્ણે કીધો દ્વારિકાપ્રવેશ.
એવે દીધા ઇન્દ્રપ્રસ્થના દૂતે
રાજયુધિષ્ઠિરપાઠવ્યા સંદેશ:
" મહારાજ પાંડવે. આપ કુશળતા યાચી
સેવે છે આપ મહાનુભાવનું

રાજસૂયયજ્ઞવિચારે સમર્થન !"

એ વેણુ સુણી
સાન્નિધ્યે ઊભા વદ્યા બળરામજીઃ
"દૂત ! આકસ્મિક થયો ભાસે છે નિર્ણય."
"રાજ ! ઇન્દ્રપ્રસ્થે હતું સભાઉદ્દઘાટન
ને વીણાધારી પધાર્યા'તા
એમણે દીધી યજ્ઞની સૂચના.
યુધિષ્ઠિરરાજે અવલંબી છે એ
આપ મહાનુભાવના સમર્થને."
"દૂત ! કયા શુભ મુહૂર્તે
છે યજ્ઞક્રતનાં પ્રસ્થાન ?"

કૃષ્ણવેણુના દીધા ઉત્તર
નોંધપોથીએ નીરખી દૂતેઃ
"મહારાજ ! આ છે ઋતુ વસંત
ને ગ્રીષ્મ ને વર્ષા પછી
કાર્તિક માસે નિરધાર્યા છે
ચતુર્દિશાના કરવા દિગ્વિજય !"

° ° ° °

શું.........?
પાંડવનિરધાર્યા રાજસૂયયજ્ઞે
અવલંબતો'તો મહાભારતનો યજ્ઞ ?

ઇન્દ્રપ્રસ્થે દીધા કૃષ્ણસમાચાર
કે ' પાડવના સત્કાર્યે
સદાય છે કૃષ્ણસમર્થન. '

ને રાજસૂયયજ્ઞની પૂર્વતૈયારીનાં
પાડવોએ કર્યાં મંડાણ,
દિશાદિશાનાં કર્યાં રેખાંકન
ને માપ્યા બળસામના.
પછી સામનાને વ્યુત્ક્રાન્ત કરવા
આરંભી આયુધસૈન્યભરતી
કે ચતુર્દિશાએ કરે દિગ્વિજય.

એ સુણ્યું કૌરવોએ
ને અનિષ્ટ સ્પર્ધાના સાગરે
ડૂબી દુર્યોધન યુવરાજ મનવાર.

° ° ° °

એ હતો હસ્તિનાપુરે
યુવરાજ દુર્યોધનનો વિચારણાખંડ
શકુનિ દુઃશાસન ને કર્ણ
મંત્રણાએ દેતા'તા સૂર

દુર્યોધનજ્યેષ્ઠ વૈરભેરીએ,
ને પ્રથમ વદ્યો મિત્ર કર્ણ:
" રાજ ! યુધિષ્ઠિરના સત્યવક્તાપણાએ
ન જિતાય સમગ્ર પૃથ્વી. "

અને હસ્યો દુઃશાસન.
" સત્ય છે મૂર્ખતાનું પ્રતીક
યુધિષ્ઠિરસમા કોકને વર્યું. "

એને દીધાં શકુનિએ સમર્થનઃ
" રાજ ! સંસારની ચોપાટે તો
પડ... પાસા... પોબાર છે.
અસત્યગર્ભા સંસારે વળી
શા સત્યના આડંબર ? "

એ વેણે કીધું દુર્યોધને અટ્ટહાસ્યઃ
" સત્ય વદ્યા માતુલ શકુનિ
સમર્થન દેતા દુઃશાસનને.
કર્ણરાજ ! પણ
શાં છે તમ અન્ય મંતવ્ય ? "

" રાજ ! વિચક્ષણ કૃષ્ણરાજના
સુજને દીસે છે પાંડવે સાથ "
" કર્ણરાજ ! પિતરાઈ છે કૃષ્ણ
પાંડવ ને કૌરવના સમાન,
પણ લાગણીના દોર એના
તૂટયા ભાસે છે આપણસંગે
તે દે છે પાંડવે સમર્થન ! "
" સત્ય, મહારાજ ! સત્ય ! "
સમર્થન દીધાં ત્રણેએ,
ક્રિયમાણપાથરી મોહજાળે અટવાઈ.

એવે પ્રવેશ્યો પ્રતિહાર
રાણી ભાનુમતીનો લઈને સંદેશ:
" મહારાજ ! રાજદુલારી લક્ષ્મણાકુમારી
અદશ્ય થયાં છે રાજમહાલયેથી ! "
" શું ? " એ ચતુર ચોકડીનાં આશ્ચર્યવેણ
હજી શમે ન શમે એસે
પ્રવેશ્યો ગુપ્તચર જાણીને ભાળ:
" રાજ ! રાજદુલારી લક્ષ્મણાને હર્યાં છે
કૃષ્ણપુત્ર સાંબકુમારે ! "
" સાંબ...કૃષ્ણપુત્ર...? "
એકાએક સર્યો ચતુર્ ચોકડીનો બોલ

ને પ્રસરી ભાસી વિચારણાખંડે શાંતિ.
પણ ઢાંકયો અગ્નિ ભાસે શાંત
ને અંગારાએ હોય જ્વાલા
એમ સર્યાં દુર્યોધનવેણ:
" કૃષ્ણ...? કૃષ્ણ છે કાળો નાગ
ને નાગબાળ ડસ્યો ભાસે છે
કળાએ બાળ લક્ષ્મણાને.
પરાસ્ત કરીશ વૈરના લઇને તાગ ! "

અને જ્વાલા જલી જાણે
ને મહીં જાણે ઘૃત હોમ્યું દુઃશાસને:
" મહારાજ ! યથાર્થ વદ્યા
હસ્તિનાપુર પ્રવગજને શોભતાં વેણુ
કારાગૃહ ને લોહહેડ ઝૂરે છે
સાંબનાં કરવા આતિથ્ય ! "

° ° •

અને ધપતો દીઠો રથ
કૌરવની ચડી વારે,
એવે કંઈક કર્યું કર્ણે બાણ.
" મહારાજ ! રથ રોકું છું ! "

અને વીંધ્યા અશ્વ ચાર

ને સારથિ ઢાળ્યો ધરતીએ.
પણ એ યદુબાળ સાંબે
સંહાર્યા સામટા સૈનિક
પ્રણયઘેલી લક્ષ્મણાના પ્રોત્સાહને.
" કુમાર ! યદુવંશી છો,
કુળને વળી છું કૌમારવંતી હું ! "
" કુમારી ! હણાઇશ કાં હણીશ ! "

એ સાંબકુમારવાક્યને
શું ન હતાં વિધાતાનાં સમર્થન ?

અને પ્રચંડ ધસારાએ
એકને ઘેર્યો અનેકે
ને પછી કીધો પરહેજ
કુમારી લક્ષ્મણાને અંત:પુરે ટેલી,
ને સાંબને દીધા કારાવાસ.

શું પ્રેમમાં કંટક આવતા હશે !

## ( ૮૯ )
## સાંબમુક્તિ

અને દ્વારામતીએ
બહુયે શોધ થઇ જાંબુવંતીકુમારની.
એવે પાંડવપાઠવ્યા આવ્યા સમાચાર
કે સાંબ સેવે છે હસ્તિનાપુરકારાગૃહ
કુમારી લક્ષ્મણાહરણના કૃત્યને કાજ.

કીધા એ કૃષ્ણરાજે
ધીરા ધીરા ભ્રાત બળરામજીને:
" ભ્રાત ! હસ્તિનાપુરે સેવે છે સાંબ કારાવાસ,
દુર્યોધનપુત્રીનાં કીધાં હરણ,
પણ એકાકી બાળનાં પરાક્રમ
ઓછાં પડયાં અનેક પાસે ! "
" કૃષ્ણ ! પાઠવ્યા હશે સંદેશ તમે
સાંબની મુક્તિને કાજ. "
" બળરામજી ! આપ શિષ્યને છે અધિકાર
ગુરુભ્રાતના પુત્રને શિક્ષા દેવાનો ! "

એ વેબુલે હસ્યા બળરામ.
" કૃષ્ણ ! ને છે મને અધિકાર
સાંબની મુક્તિના પ્રયોજનનો ! "

•   •   •

અને ઉદ્ધવજી સંગે
બળરામ પધાર્યા હસ્તિનાપુરે
ને ઊતર્યા નગર બહાર ઉપવને.
પછી પાઠવ્યા ઉદ્ધવજીને
કે રાજધૃતરાષ્ટ્રને દે આગમનસમાચાર.

અને એ સમાચારે પછી
ભીષ્મદ્રોણે કર્યા સત્કાર
ને પધરાવ્યા હસ્તિનાપુરે.
ત્યાં પ્રીતે ભેટ્યો દુર્યોધન
ને રાજ ધૃતરાષ્ટ્રે પૂછ્યા સમાચારઃ
" બળરામ! આનંદે તો છે ને દ્વારામતી?"
" રાજન્! આપ અનુગ્રહે!"

અને લગરીક થંભીને
આપસ દૃષ્ટિ કરી બળરામે.
સભાગૃહે હતા આપ્તજનો
એમને દરયે પીને વધા બળરામજીઃ
" રાજન્! મુજ ભ્રાતપુત્ર સાંબને
દીધો છે કારાવાસ અહીં,
એની મુક્તિને કાજ
વિનંતી છે આપ કને
ને મુજ ગદા-વિદ્યા-અહી દુર્યોધનને

છે બોલ એક કે
પ્રીતે દે કન્યા લક્ષ્મણાનાં દાન."

એ વેણુલે
અંધ રાજ ધૃતરાષ્ટ્ર વદે છે એવે
દુર્યોધને કીધો હુંકાર
ને ચિત્રામણાએ ઊભી સભાએ
એણે માંડ્યાં સૂચક નેત્રો.
ભીષ્મ ને ગુરુ દ્રોણ
હતા બળ અને બુદ્ધિનાં પ્રતીક
રાજ્યસ્તંભ હતા હસ્તિનાપુરીના,
એમને નહોતાં માંડવાં વેર
ઊગંતા ભાણુ શા યાદવશૌર્ય સંગે.
રાજ્યનીતિપારંગત હતા બેય
પણ ચલચિત્ર શી દુર્યોધનદષ્ટિ
ઊડંતા વાદળા જેમ ત્વરિત જઈને
લાગી કર્ણ, દુઃશાસન ને શકુનિ દસ્વે.
ને હવામાન ઝીલે પ્રવાહવહનયંત્ર,
એમ ઝીલ્યા એમના વિચાર
ને સર્યાં ક્રોધીલાં દુર્યોધનવેણઃ
" બળરામજી ! દ્રૌપદી ન વરી ' દાસીપુત્ર ' કહી
મુજ મિત્ર કર્ણને.
હવે અંગદેશરાજ કર્ણને

અને ઉદ્ધવજી સંગે
બળરામ પધાર્યાં હસ્તિનાપુરે
ને ઊતર્યાં નગર બહાર ઉપવને.
પછી પાઠવ્યા ઉદ્ધવજીને
કે રાજધૃતરાષ્ટ્રને દે આગમનસમાચાર.

અને એ સમાચારે પછી
ભીષ્મદ્રોણે કર્યાં સત્કાર
ને પધરાવ્યા હસ્તિનાપુરે.
ત્યાં પ્રીતે ભેટયો દુર્યોધન
ને રાજ ધૃતરાષ્ટ્રે પૂછ્યા સમાચારઃ
" બળરામ ! આનંદે તો છે ને દ્વારામતી ? "
" રાજન્ ! આપ અનુગ્રહે ! "

અને લગરીક થંભીને
આપસ દૃષ્ટિ કરી બળરામે.
સભાગૃહે હતા આપ્તજનો
એમને દશ્યે પીને વધ્યા બળરામજીઃ
" રાજન્ ! મુજ ભ્રાતપુત્ર સાંબને
દીધા છે કારાવાસ અહીં,
એની મુક્તિને કાજ
વિનંતી છે આપ કને
ને મુજ ગદા-વિદ્યા-ગ્રહી દુર્યોધનને

છે બોલ એક કે
પ્રીતે દે કન્યા લક્ષ્મણાનાં દાન. "

એ વેણુલે
અંધ રાજા ધૃતરાષ્ટ્ર વદે છે એવે
દુર્યોધને કીધો હુંકાર
ને ચિત્રામણાએ ઊભી સભાએ
એણે માંડ્યાં સૂચક નેત્રો.
ભીષ્મ ને ગુરુ દ્રોણ
હતા બળ અને બુદ્ધિનાં પ્રતીક
રાજ્યસ્તંભ હતા હસ્તિનાપુરીના,
એમને નહોતાં માંડવાં વેર
ઊગંતા ભાણુ શા યાદવશૌર્ય સંગે.
રાજ્યનીતિપારંગત હતા બેય
પણ ચલચિત્ર શી દુર્યોધનદષ્ટિ
ઊડંતા વાદળા જેમ ત્વરિત જઇને
લાગી કર્ણ, દુઃશાસન ને શકુનિ હસ્યે.
ને હવામાન ઝીલે પ્રવાહવહનયંત્ર,
એમ ઝીલ્યા એમના વિચાર
ને સર્યાં ક્રોધીલાં દુર્યોધનવેણઃ
" બળરામજી ! દ્રૌપદી ન વરી ' દાસીપુત્ર ' કહી
મુજ મિત્ર કર્ણને.
હવે અંગદેશરાજ કર્ણને

પણ હતી એ દ્રૌપદીની ભ્રાંતિ,
પણ વિસરીને એ ગાથા
કહુ છુ તે સુણો સક્ષેપે
નહિ વરે મુજ કન્યા લક્ષ્મણા
શૂદ્ર ગોવાળિયાના સુતને !"

એ દુર્યોધનવેણુએ
ઘોમ ઝાળ પ્રસર્યો અગ્નિ.
ધરતી ધણધણાવતો
ને પ્રસરાવતો અમોઘ જ્વાલા.
બળરામજી હતા કે સાક્ષાત્ રુદ્ર ?
શું માંડશે હસ્તિનાપુરના
પ્રલયનું તાંડવ ?
અને ડગમગ્યું હસ્તિનાપુર !

શું બળરામજીનો યોગ
આમ ઓસરતો'તો ક્રોધે ?
ધગધગતી ધરતીએ દાઝયા
કૌરવોના પાપી પદ.
ડોલ્યુ ધૃતરાષ્ટ્રસિંહાસન
ને ધરતીએ દીધો નકાર
દુર્યોધનને ઠેરવવા પગ.
પછી આભે ઉઠાળ્યો

ડગમગી સાન આવી સ્થાને
ને ધરતીએ ઢળ્યો પ્રણામતો
બળરામજીના પદ પદને.
" ક્ષમા...મહારાજ...ક્ષમા ! "

અને ઘોર આંધી પછી
શમે જેમ આભે તુફાન
એમ વીખરાયાં ક્રોધનાં વાદળ
ક્ષમાની ગુણવંતી મૂર્તિ એથી.
" દુર્યોધન ! દીધાં મેં ગદાઆયુધનાં જ્ઞાન
તે દિ' નહોતું પેખ્યું કે
દુષ્ટ બુદ્ધિ હશે તુજની
જ્યાં છે દ્રોણ ગુરુ ને ભીષ્મના સંપર્ક
ન હોય ત્યાં હીન વિચાર. "

અને બળરામદસ્યે પીધા
બે વૃદ્ધજનોના મનોવિચાર.
" શા ભેદ ? "
પણ પારખ્યા બળરામજીએ ભેદ
કર્ણ, દુઃશાસન ને શકુનિ મનડે.
" દુર્યોધન ! મનુષ્ય પરખાય છે
સગનના રંગઢોપે,
ચેતજે, પેખજે, વિચારજે,

ડૂબશે કૌરવ સિંહાસનના પાયા!"

અને......?

રાજધૃતરાષ્ટ્રે દીધાં સાન્ત્વનઃ
"બળરામ! ત્રેતાયુગે હતા 'રામ' શા
ગુણ છે તું ક્ષમાવાને
અવશ્ય લેશે દુર્યોધન દોરવણાં
ધરતીએ કંપવા હસ્તિનાપુર–સિંહાસન પાયા!"

° ° °

અને થઇ સાંબમુક્તિ
સૌંદર્યસુંદરીની પહેરામણી સંગે
લક્ષ્મણાનાં દીધાં કન્યાદાન
પુત્રીવત્સલ પિતા દુર્યોધને
ને હય હસ્તી ને રથ દીધા.
પછી પુત્ર ને પુત્રવધૂ સંગાથે
બળરામ પધાર્યા દ્વારામતીએ.

શું આ મુક્તિ હતી,
કે સગપણના બાંધ્યા બંધને
બંધાતા હતા કૃષ્ણરાજ?
પણ યોગેશ્વરેશ્વર કૃષ્ણને
કહેશો શાં વળી સંસારે બંધન?

અને......?

( ૯૦ )

## અનિરુદ્ધહરણ

પરબ્રહ્મના છે યોગીઓને આદેશ
કે જગતકલ્યાણાર્થે કરે પરિભ્રમણ,
ને પરમ ભાવનાની આશિષે
સંસારેથી અલિપ્ત રહી અર્પે
ઉત્કર્ષ જીવનઆદેશના મારગડા.

એ હતા મહામુનિ નારદ
સ્નાન કરી માનસસરોવરે
સિદ્ધાશ્રમેથી સંચર્યા કૈલાસશિખરે,
ત્યાં કીધી એકાગ્રતા
પરબ્રહ્મના પદ્માસને બેસી
વિશ્વમાળાના ફેરવ્યા મણકા,
ને પરબ્રહ્મની ધૂને ગજાવ્યું બ્રહ્માંડ.

एकोऽहं बहु स्याम
एकोऽहं बहु स्याम्

એવે આત્માએ સુણ્યા પરબ્રહ્મનાદ.
" નારદ ! શા શા છે સત્સંકલ્પ ! "
" પરબ્રહ્મ ! હજ્યે નથી ભાસતી
મુજની અવધ તું સાગરે
સરિતા શા મિલનની ? "
" નારદ ! હું પરબ્રહ્મ છું, ને
છે તુજ ભક્તિના અનેરા પ્રભાવ
યોગલોકેયે તુજ શ્રેષ્ઠતા છે.
પણ પ્રારબ્ધ
સંસારીઓ શાં યોગીઓનેયે છે ! "

એ આત્માએ સુણ્યા પરબ્રહ્મવેણુએ
નારદે કીધું અટ્ટહાસ્ય
એના ઘૂમ્યા પડઘા
હિમાદ્રિના શિખરે શિખરે.
" શું હજ્યે અધૂરાં છે પ્રારબ્ધ ? "

એ હતી રાત્રિ
સૃષ્ટિએ વેરતી શાંતિનાં ફૂલડાં,
ખીલ્યો'તો તારલિયાનો બાગ

ને જગતે દેવા પુણ્યમય વિચારનાં દાન
પરિભ્રમણ કીધું નારદે.

એવે હિમાદ્રિની છાયે
હતું એ શોણિતપુર નગર.
' શોણિત...પુર...? '
વ્યગ્રતા ને ઉમતા પેખ્યાં મુનિએ,
' શા હશે શાંતિના મારગ ? '

અને દીઠો મહેલ
એકલો અટુલો સરોવર મધ્યે
જાણે તરતું સોળપાંખડીલું કુમુદ.
એની પાંખડીએ પાંખડીએ
હતા કળાયેલ ખંડ
ને મધ્ય કમળ કેસરખંડે
આભચંદ્રની ચાંદનીને લજાવતી
બે હતી ચંદ્રમુખી—
બાણાસુર રાજદુલારી ઉષા
ને શાણી સહિયર ચિત્રલેખા.

આભે નિહાળ્યું નારદજીએ
પેખ્યાં નક્ષત્ર, તારા ને ગ્રહો
ને જાણ્યો સારોયે ઇતિહાસ

કે અદ્ભુત બાણાસુરને જીતશે સંસારે
પુત્રીવર્યો જામાતૃરાજ.

આમે થંભ્યા પરિભ્રમણ કરતા મુનિ
લક્ષ દેતા કમળમહેલે.

ચિત્રલેખા વાંચતી'તી
ને સુણતી'તી ઉષાકુમારી
અમર કૃતિ વાલ્મીકિની.
" રાજકુમારી ! પછી સીતા સંગે વસ્યા રામ
પંચવટી બાંધી ગોદાવરીતીરે
ને એ કાળ એમના જીવનનો.
कंचित् कालं स धर्मात्मा
सीतया लक्ष्मणेन च ।
अन्वास्यमानो न्यवसत्
स्वर्गलोके यथामरः ॥
( अरण्य. अ. १५; श्लोक ३२. )
શ્લોક વદી ચિત્રલેખાએ
બેધ્યાન પેખી રાજકુમારી ઉષાને.
" રાજકુમારી ! નયને ભાસે છે નીંદરડી
સુખશય્યાએ કરશોને વિરામ ? "
" સખી ! જનકદુલારીને મળ્યા રામ
કે'દિ' મળશે મુને મારા રામ ? "

અને નિઃશ્વાસ મૂકીને
એણે ડગ ભર્યાં શયનખંડે,
ને ચિત્રલેખાએ
નિઃશ્વાસ સંગે મિલાવી નિઃશ્વાસ
પછી વાર્યાં રામાયણનાં પૃષ્ઠ
ને ઉથાપી હનુમાનની ગાદી.
" પવનસુત ! સહાય કરજે મુજ બહેનીને. "

એ નિહાળતા'તા આભેથી
મહામુનિ નારદજી,
એમણે નિહાળ્યું રજનીઘેરું આભ
ને નિદ્રાઘેરી પોઢી રાજકુમારી
યૌવનના જોમે બનીને હતાશ.
પછી નારદજીએ વજાડી વીણા
ને સોણલાં દીધાં રાજકુમારીને.
" સખી કરશે સખીકૃત્યનાં કાર્ય. "

ને ગગનવિહારે
અન્ય માનવને દેતા સત્યપ્રેરણા
ઊડયા અનિમેષ નેમે.

o o o

અને ઝબકી જાગી ઉષાકુમારી
' નાથ ! નાથ ! ' પુકારતી,

પછી લજ્જાઇ સખીઓને નીરખી.
" રાજકુમારી ! શા હતા સ્વપ્નમનોરથ ? "

અર્ધ ચંદ્રનાં આછાં આછાં તેજ
શયનખંડે પ્રસર્યાં હતાં,
શય્યા હતી અસ્તવ્યસ્ત,
ને ઉપર બેઠી'તી ઉષાકુમારી
ચિંતાનું ભૂલીને ભાન
ને દેતી'તી આશ્વાસન ચિત્રલેખાઃ
" રાજકુમારી ! શાં હતાં સ્વપ્ન કે
દીસો છો વ્યગ્ર ને વ્યથિત ? "

અને સહૃદય-વેણુએ
હાથ ન રહ્યું ઉષાકુમારીહૈયું,
પછી વિશુદ્ધ બની રુદને સર્યું ગાન
સ્વપ્નના કહેતું ઇતિહાસઃ

" સપનાં આવ્યાં આખી રાત,
સખી, કોને કહું સપનાની વાત ?
સોડ તાણી સૂતી હું રાત,
સખી, કોને કહું સપનાની વાત ?
સપનામાં સખી મેં દીઠો રે મીઠો,
મને કીધી એણે છાની વાત,
સખી, કોને કહું સપનાની વાત,

નેણલાંમાં નાચી મનડાના દોર સાંધ્યા,
પછી ઝીલી મને એણે હાથ,
    સખી, કોને કહું સપનાની વાત!
અંગમાં અમીરંગ રેલી હૈયામાં હેત રેડી,
પણ લીધી ન મને એની સાથ,
    સખી કોને કહું સપનાની વાત?
પછી ના, ના, કહી એકલડાં ડગ ભર્યાં,
સંગાથે લીધી હત તો જાત,
    સખી, કોને કહું સપનાની વાત?",

" રાજદુલારી ! સંગાથે ન લીધાં?"
" સખી ! એકલડા ગયા !"
" રાજદુલારી ! સંગાથે લીધાં હત તો ?"
મલકતી વદી ચિત્રલેખા નેણલાં.
કર ઝાલી સ્વરે રેલી
ઉષાકુમારીએ દીધા ઉત્તરઃ
" બ્હેની !

અંગે યૌવન ને ધગધગતા ઉમંગ
રસવાટકડી ભરી ભરી પાત,
    સખી, કોને કહું સપનાની વાત?
હૈયાફૂલકળીને ઝૂલણે ઝુલાવીને,
રમણે લહેરાવત બાનભાત,
    સખી, કોને કહું સપનાની વાત?

પ્રેમમેહે ભીંજીને એને ભીંજાવી,
સખી! એને નવડાવીને હું નહાત,
સખી કોને કહું સપનાની વાત ?

કીધી ન જાય સખી સહી ન જાય રે,
સેજમાં રાતલડીની ટાઢ,
સખી, કોને કહું સપનાની વાત ?"

અટકી ઉષાકુમારી ગીતે ને
મલકી વદી સહિયર ચિત્રલેખા:
"રાજદુલારી ! આ ઋતુ વસંતમાં
ભલી લાગી રાતલડીની ટાઢ !"
"બ્હેની ! પ્રણયની ઉષ્મા પહેલી પેખી
ને વિયોગે લાગી ટાઢલડી
સૂની સૂની નાથવિહોણી શય્યામાં !"
"પછી, રાજદુલારી ?"
"પછી, બ્હેની ?" અને ફરી ગાયું ઉષાએ:

"પ્રહર પછી પ્રહર, સખી, એમ એમ વીત્યા
પ્રભાતે સુણ્યા રાગ માઢ,
સખી, કોને કહું સપનાની વાત ?"

અને વીતી અબોલ પળ.
વસંતરજનીના મીઠા અનિલ
ઉષાને લાગતા'તા ઉગ્ર.

" રાજદુલારી ! પોઢો શય્યાએ,
વાર છે હજી પ્રભાતને
કે સુણાય માઢ રાગ. "
" સખી ! વેરણ થઇ છે નીંદરડી ! "

ફરી વીતી અબોલ પળ
ને વદી અહેનડ શી ચિત્રલેખા
ચૂમતી ઉષાકુમારીના કેશઃ
" બહેની ! સત્ય છે પ્રકૃતિ–પુરુષનો સંયોગ
વયે વધે છે અભિનવ પ્રીતિ
ને યૌવનઉરઉછાળે
વાંચ્છનાના વધે છે વિસ્તાર.
પછી લાધે છે સોણલાં
ને હૈયાવૃક્ષના દેવ ઉરડાળીએ બેસી
ટહુકાવે છે પ્રણયકોકિલા ! "

એ વેણુએ
મૂકી ઉચ્છ્વાસ નિઃશ્વાસ
ફરી ગાયું ઉષાકુમારીએ ગીતઃ

" સહિયર, સાંભળ છાનેરી એક વાત,
હો રસીલા રાતે રંગે રમ્યાં'તી
તારલિયા ચમકતી એ સ્મશાન,
હો રસીલા રાતે રંગે રમ્યાં'તી.

કોઇને કીધે આ હું ન ગાત,
હો રસીલા સંગે રંગે રમી'તી.

+

વાળ વાળ મોતીડાં ને અંજન નયનાંની કોરે,
ઝૂલતી વેણીની સાથ;
હૈયે હરખામણું ને મલકામણું મુખડા ગોરે,
ભૂલી'તી હું રંગીલાની સાથ !

+

સહિયર, સાંભળ છાનેરી એક વાત,
હો રસીલા સંગે રંગે રમી'તી.
સહિયર, કેમ ભૂલું એ માઝમ રાત,
હો રસીલા સંગે રંગે રમી'તી !"

ગીત અટક્યું ને......
વિરહિણી શય્યાએ ઢળી.

એ દૃશ્ય
દિલદ્રાવક હતું સહિયર ચિત્રલેખાને.
"ઉષાકુમારી ! સ્વપ્ને પાન કરાવી અધરામૃતનાં,
ને દઇ ઉરવારિધિ ચન્દ્રના હેલા.
ઝૂરતા ડુબાડયા વિરહસાગરે

કહેશો એ હતા કોણ ? "

અને હૈયે હતા તે ન આવ્યા
ઉષાકુમારીના શબ્દવર્ણને.
" બહેની ! તું છે ચિત્રકલાવિશારદ
ને મુજ જીવનસખી,
પેખ હૈયે વચ્યાને
ને આલેખ કળાએ આકૃતિ. "

ચિત્રલેખાએ ઉષા પ્રતિ મલકી
ચિત્રપાટીએ દોર્યાં ચિત્ર
ભારતવર્ષના સારાયે રાજરાજેન્દ્રોનાં
પણ ઉત્તરે સુણાતો નાકાર.

એવે દોરી ચિત્રલેખાએ
દ્વારિકેશ કૃષ્ણરાજની આકૃતિ
ને તાણ્યો ઉષાએ ઘૂંઘટડો.
" બહેની ! મુજ શ્વસુર પધાર્યાં ! "

હસી ચિત્રલેખા ને
ચિત્રપાટીએ આલેખ્યા પ્રદ્યુમ્ન.
" બહેની ! શરમામણે લાજું છું પણ
હૈયું દે છે નાકાર
એ નથી ઊગતો મુજ હૈયાનો ભાણ ! "

એ ઉષાકુમારીવેણુલે
ચિત્રલેખાએ વિચારે ડોલી
હમણે દીધા કરના ટેકા,
ને એ સરસ્વતીઉપાસિકાએ
પછી દોર્યું કૃષ્ણપૌત્રનું ચિત્ર.
" રાજદુલારી ! આ અનિરુદ્ધ ! "
" બ્હેની ! હું ઉષાનો ભાણુ ! "

અને ઝપટી ચિત્રપાટી
હૈયે દીધાં ઉષાએ આલિંગન
ને વીતી આનંદપળ.
પણ પખવાડિયાની ચાંદની પછી
જેમ અમાવાસ્યાનો અંધકાર
એમ બની શોકગ્રસ્ત ઉષા.
" રાજદુલારી ! હૈયે વસ્યાને ચિત્રપાટીએ આલેખ્યા
ને ઠાર્યાં તમ વિયોગી નેણલાં;
શા બળી હવે વિષાદ ? "

ઊંડા ઊંડા નિઃશ્વાસ સહ પુનઃ
સર્યાં ઉષાઅંતરવેણલાં:
" બ્હેની ! ચિત્ર ઠારે નેણલાં
પણ હૈયે પ્રજ્વાળે વિરહજ્વાલ;
સ્વયં મિલન વિના ન ઠરે એ ! "

ચિત્રલેખા ચિત્રામણે રોકાઇ
વિચારચિત્રપાટીએ કરતી
નિરર્થક આમતેમ મન્થન
એવે વદી પ્રણયસાગરતુફાનેથી
ઊગરવાની આશ સેવતી ઉષા:
" સખી ! એક જ ભાસે છે આશ
પિતાકેદપૂરી હું પુત્રીને. "

ઝબકી વિચારપાટીએથી ચિત્રલેખા.
" ઉષા ! " ...... " અરે, રાજદુલારી !
શી ભાસે છે આશ ? "

મુખડે મલકી દીધાં દૃઢલિંગન
સખીએ અંતરસખીને.
" બહેની ! ન સંબોધ રાજદુલારી,
હું છું તુજની ઉષા
ને આજ મુજનો અનિરુદ્ધ.
પછી ચિત્રપાટીએ આલેખ
એમ પ્રણયપ્રભાત.
" ઉષાબહેની ! દુષ્કર શાં ધર્યાં કાર્ય ! "
" સખી ! અવશ્ય ન હોય દુષ્કર
તું સમી યોગપ્રક્રિયાશિષ્યાને ! "
" ઉષાકુમારી ! યોગ આદર્યો છે

ને સિદ્ધિ હથેળીમાં ભાસે છે.
પણ નથી કર્યા પ્રયોગ
લાખ્યા યોગબળના હજી. "

એ ચિત્રલેખાવેણે
ઉષાની આશાએ ઊગ્યો ચંદ્રમા
ને પ્રેમની પ્રેસરી ચન્દ્રિકા
ભીંજવતી નવડાવતી સખીને.
ને એની તાજગીએ
ચિત્રલેખા મલકી મલકામણે
યોગાસને બેસીને.
" સખી ! સાધી યોગસિદ્ધિનો આજ છે પ્રયોગ
નિઃસંશય મુજ અંતર વદે છે
કે ગગનવિહારે દ્વારામતીએ સંચરી
ઉષાઉદયે આણીશ અનિરુદ્ધ ! "

અને સંયમ કર્યો ચિત્રલેખાએ
પ્રાણાયામની પૂર્ણ પૂર્ણ સિદ્ધિએ,
દેહ થયો હવાથી હળવો
ને ઊડયો... ઊડયો...

શું દ્વારિકાએ...?

× × × ×

રાત્રિનો હતો પ્રહર બીજો
ને દ્વારિકેશની યદુનગરીએ
વીજળી જાણે આભેથી ઊતરી
ને રાજમહાલય–અવકાશિકામાં
ચિત્રલેખા ચિત્રામણાએ ચીતરાઈ.
પોઢયો'તો સૌન્દર્યનો ભાણ
દરિયાની લહેરખડીએ ગાઢ નિદ્રામાં.
" પ્રારબ્ધ પાંસરું ભાસે છે ! "

આભના અર્ધચંદ્રે હસી
ઉષાની પ્રિય સખી વદીઃ
" પોઢયાને જગાડીને કહું
શું સખીસ્વપ્નનો સારોયે ઇતિહાસ ! "

અર્ધચંદ્ર મલકતો ભાસ્યો,
હસતા સુણાયા સાગરતરંગ
ને પવને કીધી કર્ણે વાત
નિદ્રાએ સૂતી સારાયે યદુનગરીની.
ફક્ત નગરરક્ષક હતા જાગ્રત
ને સુણાતા'તા એમના કંઠનાદ.
ફરી નિહાળ્યું ચિત્રલેખાએ
અર્ધચન્દ્રચાંદનીમાં દ્વારિકાનગર.
" શું સર્વ સ્થાપત્યકલા અહીં
પથરાણી હતી ? "

અને પોઢયો અનિરુદ્ધ પેખી
મનડે હસી અકેલી.
" ઓ કલાશિષ્યા !
ન મોહા દ્વારામતીની નગરકલાએ,
અધૂરી રહેશે કાર્યસિદ્ધિ. "
અને પરબ્રહ્મની યોગસરિતાની પનિહારણે
હેલે જાણે શિરે ગ્રહી,
એમ લીધી સુવર્ણશય્યા
ને યોગપ્રક્રિયાના પ્રાબલ્યે
અનિરુદ્ધનું કરીને હરણ
ધરરર... આભે ઊડી.
આભ–તારલિયાએ વેર્યાં ફૂલડાં
ઉષા સખીના દૂતીકાર્યને આશિષી.

અને પેલે......?
રાત્રિ વીતતી'તી ને પોઢયાં'તાં
નિદ્રાએ નગરનાં નરનાર
પણ મીન શાં વણમીંચ્યાં અનિમેષ નયણે
ઉષાકુમારી નિહાળતી'તી વાટ
સ્વપ્ને વર્યા સુંદરવરની.

એવે પૂર્વ દિશાએ
-આછા પ્રસર્યા પરોડના અજવાસ

ધીરે ધીરે આભે પ્રસરતા
ને વિદારતા રાત્રિના રાજ્યને.

એવે દીસ્યો પૂર્વે અરુણ સારથિ
પ્રભાતનગરે કરતો પ્રતીક્ષા
રથ જોડી સવિતાનાથની.
ને ઉષાયે કરતી'તી પ્રતીક્ષા—
કહેશો કોની ?

અને આછા રાત્રિઆભાસ
પછી ડૂબ્યા પશ્ચિમ સાગર ક્ષિતિજે
એવે મૂક્યો ઉષાકુમારીએ નિ:શ્વાસ;
પણ પછી નયણાંએ નિહાળ્યાં ને
આશ્વાસને દીધા ઉરને વિશ્વાસ.
' શું રજની વીતી ને
ઊગ્યો આશાનો અનિરુદ્ધ ભાણ ? "

પૂર્વે ઊગ્યો ધીરો ધીરો
ને કિશોરવયે દીધા પ્રકાશ
ક્યાં અનિરુદ્ધે ?

અવકાશિકાએ ઊતરી ચિત્રલેખા
સુવર્ણશય્યાએ પોઢયા ઉષાભાણુ સંગે.
" બ્હેની ! વર લાવી વરદાન દઇને
ને હું પર લાદ્યાં હિમાદ્રિ શાં ઋણ
કે'દિ' ચૂકવીશ સખી ? "
" રાજદુલારી ! આનંદો સ્વપ્નવર સંગે આપ
એ છે મુજ ઋણમુક્તિ,
વેપાર નથી કીધા ઋણના
કે રહે ચૂકવવાના ! "

અને વરઘેલી ઉષા
વારી વારી ગઇ પ્રીતે
ને ડગ ભર્યાં લજ્જામણાંએ.
પણ લજ્જાના ઘૂંઘટડાએ
શું પ્રાણાધાર-કંઠાલિંગનની હતી આકાંક્ષા ? "
" રાજદુલારી ! આવડીક તે શી છે ત્વરા ?
મહેલે પધાર્યા અવસ્ય વસશે
યૌવનભર્યા આપ દેહખંડે.
પણ અઘડી તો પોઢયા છે
આપ શોકય નિદ્રારાણી સંગે ! "

અને......!

## ( ૯૧ )
## અનિરુદ્ધનું કેદ થવું

અને વીત્યા દિ'
આઠ નહિ પણ બેચાર.
શૃંગારના યૌવનસરોવરિયે,
મસ્તાનાં લહેર્યાં વિલાસે એની જાણ
વિદિત થઈ મહેલરક્ષકોને
કે રાજદુલારી ઉષાના યૌવને
વર્યો છે કો'ક નરવીર.
પાતાળ ફોડી ગુપ્ત નિર્ઝર શો નીકળ્યો
કે આભ ફોડી મહેલે પધાર્યો ?
એવે શોણિતપુરરાજમહાલયે
ધ્વજદાંડીએથી પડ્યો ધ્વજ
ને માનશુકન પેખ્યા બાણાસુરરાજે.
એવે દીધી સરોવર–મહેલ–સંરક્ષકોએ
ઉષાકુમારી સંગે વસ્યાની જાણ
ને પ્રશ્ન્યો એણે કૌભાંડ પ્રધાનઃ
" પ્રધાનજી ! પંખી ઊડતાં પાડે
એવા રક્ષતા હતા તીરંદાજો,
શા પછી સરોવરમહેલે
ઉષા ને વરના સંયોગ ! "
" રાજ ! મુજ ધર્મે પ્રથમ સોપાન છે

રાજ્ય ને રાજવીની સેવા.
મેંયે ઊડતા જાણ્યા સમાચાર
ને પડ્યો મને સંશય
એવે આવ્યું આપકહેણ,
મનોમન સાક્ષી છે ને રાજ !"

અને વીતી પળ
ને બાણાસુરમુખરેખાએ પ્રસર્યાં
રોષજ્વાલાનાં છાણાં.
" પ્રધાનજી ! બળિયો પ્રવેશે બળે રક્ષાતા મહેલે.
સજાવો સૈન્યે આયુધ;
સાગર હશે તો શોષ પાડીશ.
આભ હશે તો છેદીશ ગોરાંભે !"

o o o

ખેલતાં'તાં સરોવરમહેલે
ઉષા ને અનિરુદ્ધ ચોપાટ,
એવે દેખ્યું ચિત્રલેખાએ સૈન્ય
ને ઉષા–પિતા બાણાસુર રાજન.
" રાજકુમારી ! રાજ બાણાસુર પધારે છે આજ
આપ મહેલે સજ્જ સૈન્ય સંગે
અવશ્ય ભાસે છે ભેદ
અનિરુદ્ધકુમારના આપ સંગેના રમણના !"

અને ઉષાએ નિરખ્યું

અનિરુદ્ધના કરહીડાળે ઝૂલી,
મુખડે પ્રસરી ગ્લાનિની રેખા.
" બ્હેની ! અપાર છે તુજ યોગવિદ્યા
चित्तवृत्तिनिरोधो योगः એ
શું નહિ અવરોધે પિતાસામના ? "

અધૂરી રહી ઉષાયાચના
અનિરુદ્ધને તપ્ત વેણુલેઃ
" દેવી ! મનેયે છે શસ્ત્રને યોગ,
અદ્દળક કેમ નથી રિપુસેના ? "

એવે પ્રવેશ્યા શસ્ત્રધારી
બળવંતા બાણુસુર સંગે
ને લોહ-ભોગળ ગ્રહી અનિરુદ્ધે
જાણે દંડ ફરતો કાળનો
એમ સંહાર્યા અનેક.
પછી બાણાસુરરાજે
નાગપાશે કીધો પરાસ્ત
ઉષાપ્રાણુ અનિરુદ્ધને.
એ દૃશ્યે તમ્મર ખાઇ ધરતીએ ઢળી
બેભાન બની ઉષાકુમારી...

અને......!
અનિરુદ્ધ ધકેલાયો કારાગ્રહે

ને અચેત પડી હતી ઉષાકુમારી,
શુશ્રૂષા કરી વીંઝણો ઢોળતી'તી
પ્રિય સખી ચિત્રલેખા,
એવે આવ્યા બાણાસુરરાજ
નેત્રથી ઝરતો'તો અગ્નિ
શું મહેલને બાળશે
કે સરોવરનાં શોષશે જળ ?
" ચિત્રલેખા ! શા શા છે મર્મ એ
માનવઆગમનના ? "
" રાજ ! એક પ્રભાતે ઉષા જાગી
ને આભમારગડેથી ઊતર્યા
સુવર્ણઢોળિયે પોઢ્યા કુમાર ! "

એ ચિત્રલેખાવેણુલે
રાજવીએ નિહાળ્યું કૌભાંડપ્રધાનમુખે.
" પ્રભો ! સમય દેશે આગમનનાં પ્રમાણ
કુમારની પિછાણ સંગે. "

પછી ફરી ચિત્રલેખા દીમણાં
વદ્યો પિતા કૌભાંડ પ્રધાન:
" બેટા ! સ્વસ્થતા પમાડ રાજદુલારીને
સખીધર્મે એ કરજે સેવા. "

અને.........
" રાજન્ ! પધારો ! "

## ( ૯૨ )

## અનિરુદ્ધ કેદ થયાની જાણ

અને દ્વારામતીના અંતઃપુર ઉદ્યાનમાં
રંગ રંગ પીલ્યાં'તાં રમણીફૂલડાં

ને ઇન્દ્રધનુષ્ય શા ઓઢણીના રંગ
ઘનશ્યામને શોભાવતા'તા અપાર.

રાજરાજેશ્વરી રુકિમણી સંગે
મધ્યે વિરાજ્યા'તા દ્વારિકેશ
ને સાત પટરાણીની રૂપલા
શોભતા'તા કૃષ્ણચંદ્ર આપસ
ચંદ્રની ચાંદની શી હતી
ને તારલિકાઓ શી સોળ હજાર ને એકસો
કરતી'તી રસરાત્રિએ રમણા.
બજતાં'તાં વિલાસનાં ગીત
ઉલ્લાસની ખંજરીની થાપે
ને નૃત્યક્રીડાઆસક્ત નમણી નાર
લેતી'તી રસીલા ઘુમ્મર
ને નૂપુર-મૃદંગઝણકારે
વાતાવરણ ઊડંતુ'તું હર્ષભેર.

એવે પ્રવેશી એક
ઉન્હીડોળે હેલાવતી કુસુમમાળ,
" રાજ ! વીણાધારી પધાર્યા છે. "

અને વીતી અણમોલ પળ
વીણાધારીના અંતરરાસમંડળે
પછી ગુજયું નાદબ્રહ્મ ને
સુણાયા આત્મવેણુના સ્વર
ને કૃષ્ણની મોહક મૂર્તિને
અનંત ઓજસનું દીસ્યું ચક્ર
ઘુમણિયા લેવડાવતું સારાયે સંસારને.

હસ્યા મુનિ નારદ
ને તંબૂર મૂક્યો ધરણીએ
ઝણઝણી રહ્યા સ્વરીલા તાર
ભક્તિભાવભીની પ્રાર્થનાએ.
"યોગમૂર્તિ ! યોગેશ્વર છો,
યોગીઓનાયે છો યોગેશ્વરેશ્વર !"

× × ×

અને......!

યોગલીલા શમાવી યોગેશ્વરે
પારખ્યા જેનાં યોગીશ્રેષ્ઠ નારદજીએ

યોગલોકથીયે અધિકાં સંસારે પ્રમાણ,
નેત્ર હસ્યાં બન્નેનાં ચાર,
પછી વદ્યા નારદજી મલકી:
" કૃષ્ણરાજ ! આનંદુ છું આજ
પરિવારની સમૃદ્ધિ નીરખી જાણી;
પણ પ્રશ્ન ઉદ્‌ભવે છે એક
કે શું સ્મૃતિએ રહેતા હશે પુત્ર
ને પૌત્ર ઇત્યાદિ ? "
અને કૃષ્ણે સેરવ્યાં નારદવેણુલાં
રાજરાજેશ્વરી રુકિમણી કર્ણે.
એયે હતી વિરક્ત દશાએ
સંસાર સેવતી કો' યોગિની શી.
એણે નિહાળ્યું સપ્ત પટરાણી મુખડે.
એવે વદી રાણી સત્યભામા:
" મુનિશ્રેષ્ઠ નારદજી ! દિ ' વીત્યા એ વાતને,
પ્રદ્યુમ્નમહારાણી મુજ પુત્રવધૂ માયાવતીએ.
એક દિ' દીધા'તા અલોપન સમાચાર
મુજ પૌત્ર બાળ અનિરુદ્ધના
મેંયે કહી'તી રાજને વાત ! "

અને નિહાળ્યું સત્યભામાએ
આનંદમૂર્તિ કૃષ્ણમુખડે.

ને રાજરાજેશ્વરી રુકિમણી મુખડે,
પણ બેય મોએ હતા સ્થિરભાવ.

આ દશ્ય નિહાળતા નારદજી
ઝણઝણાવી વદ્યા વીણાતાર'
" સત્યભામા રાણી ! અલિપ્ત ભાસે છે
રાજરાજેશ્વરી
સારાયે યદુસંસારેથી,
પણ આપ દૂરલક્ષી છો
તો સુણો સમાચાર.
કુમાર અનિરુદ્ધને હર્યો ચિત્રલેખાએ
શોણિતપુરરાજન્ બાણાસુર પુત્રી
નિજ પ્રાણસખી ઉષાકુમારી કાજ
ને કર્યાં ગાંધર્વલગ્ન.
જાણ થઇ પછી બાણાસુરને
ને કીધો કેદ અનિરુદ્ધકુમારનો પરિહાસ ! "

( ૯૩ )

## બાણાસુર-પરાજય
## ને
## અનિરુદ્ધ-ઉપાલગ્ન

દ્વારામતીએથી ઊમટ્યું સાગર શું
બાર અક્ષૌહિણી યાદવસૈન્ય,

પ્રયાણ કરતું પશ્ચિમ ભારતેથી
ઇશાન ભારત ગિરિ હિમાદ્રિની છાંયે
ઘેરતું શોણિતપુર નગર.

એ જાણી
વ્યાકુળ ને વ્યગ્ર થયો બાણાસુરરાજ
ને સારાયે સૈન્યને શૌર્યે દીધા
યાદવઘેરાએ આક્રમણના આદેશ.
એવે પાઠવ્યા આવ્યા કૌભાંડપ્રધાન
રાજનીતિજ્ઞ ને પ્રજાહિતજ્ઞાની.
" રાજન્ ! વણઆમંત્યા વિગ્રહ છે
ને બળવંતી છે યદુસેના.
રાજદુલારી ઉષાને
શોધ્યે ન લાધત અનિરુદ્ધ શો વર,
વિષ્ટિને મનસમન્વયે કરશું સમાધાન ? "

એ પ્રધાનજ્વેણલે
ગર્વિષ્ઠ બાણાસુરનાં દ્વંદ્વનેત્રોએ
ભ્રુકુટિએ માંડયાં યુદ્ધ.

" પ્રધાનજી ! બાણુ લાજે હું બાણાસુરના,
શા છે યદુસૈન્ય ને કૃષ્ણના ભાર ?
મોળાં ઓસાણુ ન દેશો, કૌભાંડ ! "

ડુંગરે લાગે દાહ
ત્યાં નહિ ભાર વહંતા ઝરણાના
કે હોલવે પ્રસર્યો અગ્નિ
પણુ પછી રહી
પ્રધાન કૌભાંડની ફરજ રાજહઠેયે
રાજ્યહિતાર્થે દેવાં દોરવણાં
" રાજન્ ! અણનમ નિશ્ચય ભાસે છે આપનો
તો સુણો મુજ વિનંતિ એક
હિમાદ્રિ કૈલાસશિખરે
યોગી મહાદેવ દેવની
બહુયે કરી છે આપે ભક્તિ
ને તેમના સેવો છો અનુગ્રહ,
તો પાઠવો સંદેશ કે
સહાયતા અર્થે પધારો આજ ! "

વર્ષાધેર્યા આભે

વીખરાય જેમ અભ્ર કાળાં
એવા પ્રધાનના સુવિચારે
હર્ષે ડોલ્યો બાણાસુરરાજ
ને પાઠવ્યા મહાદેવને
પ્રાર્થના સંગે સહાયતાના સંદેશ.

અને......?

° ° °

એ હતું યુદ્ધ...
શોણિતપુરે વહી શોણિતસરિતા
ને મહીં દેતાં'તાં ડૂબકાં
બે પક્ષે મરાયેલ માનવ મસ્તકો.
રાજ બાણાસુરનાં બાણ
આજ નહોતાં પાડતાં ધાર્યાં નિશાન.

બૂરજો તૂટયા મજબૂત
ને ખળભળી ગબડયાં કિલ્લાનાં દ્વાર,
એવે આવી મહાદેવની સેના,

યોગાશ્રમ અસ્ત્ર સજીને આવ્યું.
નંદિકેશ્વર પર બેઠા મહાદેવ,
કરે ગ્રહ્યું'તું ત્રિશૂળ
ને પાર્ષદોએ અન્ય આયુધ લીધાં
પછી મંડાણું મહાતુમુલ યુદ્ધ

શું યોગી મહાદેવને
યોગેશ્વરની નહોતી જાણ ?
અને ક્રમે ક્રમે થઈ જાણ,
" યોગેશ્વર કૃષ્ણ ! ક્ષમા...
વિરામો જીવલેણ આયુધ,
પણ પ્રાર્થના છે એક
કે દો જીવનદાન બાણાસુરને,
મુજનો છે લાડીલો શિષ્ય "

એ કૈલાસના યોગીવેણુએ
આયુધો વિરમ્યાં યોગેશ્વરે.
" જટાધારી ! ઉમા સંગે સાધતા હઠયોગ,
શા લાગ્યા સંસારની લગવડ

એ યુદ્ધે પધાર્યાં આપ મહાનુભાવ ? "

એ કૃષ્ણેવેણે હસ્યા સતીશ.
" યોગેશ્વર ! મુજ જ્ઞાનસાગરેયે હજી
આવે છે ભરતી ને ઓટ
નહીંતર કૈંદીના લાધ્યા એકતારે
નિમગ્ન થયો હત બ્રહ્મમાં
ને માણ્યા હત વિના આવરણના પરમાનંદ.
પણ હવે યોગેશ્વર આપ
સારાયે યોગીઓને તારશો સંસારેથી
ભાખું છું હું મુજ યોગવિદ્યાએથી. "

o o o

બાણાસુરે ક્ષમા યાચી
ને પ્રીતે વરાવી નિજપુત્રી ઉષા.

શું સારુંયે ઉત્તર પશ્ચિમ ભારત
જીત્યું દ્વારિકેશે ?
અને દ્વારિકાએ...?

(૯૪)

## રાજસૂય–યજ્ઞ–આમંત્રણ

રાજમહાલયના વિચારણાખંડે
વિરાજ્યા'તા દ્વારિકેશ,

એવે પ્રણામતો પ્રવેશ્યો પ્રતિહારી.
" મહારાજ ! મગધરાજન્ જરાસંધ કારાગૃહેથી
રાજવીઓનું છે દૂતપ્રેષણ ! "
" પ્રવેશાવો દૂતને... ..! "

અને અરતવ્યગ્ત પ્રવાસપહેરવેશે
વ્યગ્ર દીસ્યો દૂત.
" રાજન્ ! કહાવ્યું છે મગધકારાગૃહેથી
જરાસંધપરાજિત રાજનોએ કે
સહાયે પધારો અમશરણાગતની ! "

અને ભારતવર્ષના નકશાએ કૃષ્ણે
મગધદેશે આલેખ્યું લાલ નિશાન.
" દૂત ! શા શા છે કારાવાસના ઇતિહાસ ? "
" રાજન્ ! રાજજરાસંધે માંડયા દિગ્વિજય
ને એની નીતિના અવરોધકોએ
અણુનમ રહી માંડયા સત્યાગ્રહ,
પણ બળિયાસંગેની બાથે જકડાઇ
ગિરિવ્રજકોટે સેવે છે બંધન,
ને આપસહાયે સેવે છે મુક્તિની આશ

જરાસંધના પાપપાશેથી. "

અનિમિષ સંમતિની અભિલાષાએ
આશાવંત દૂત સેવતો'તો દર્શન,
એવે પ્રવેશ્યા ઉદ્ધવજી,
પડછાયે ભરતો'તો ડગ
ઇન્દ્રપ્રસ્થનો સંદેશકાસદ.
" મહારાજ ! રાજ યુધિષ્ઠિરે પાઠવી છે
રાજસૂય યજ્ઞ નિમંત્રણ પત્રિકા.

અને સિંહાસનના ગાજતે બેસી
કર જોડી ઊભો કાસદ ને
વદ્યા ઉદ્ધવજી સંક્ષેપે:
" કૃષ્ણરાજ ! આપદોરવણે દિગંત જીતશે
શૌરીલા પાંડવ પાંચ
અનુમતિ છે ને ? "
દ્વારિકેશ વદ્યા પત્ર વાંચી:
" ઉદ્ધવજી ! સત્કાર્યને સદાય છે અનુમતિ,
એક પંથે સરશે દો કાજ.
ચારે કોણે કરે પાંડવ દિગ્વિજય
ને રણે રોળાશે જરાસંધ અવશ્ય.

નથી સ્થાન અહમ્ ને હુ કારને
ભારતવર્ષના ધર્મયજ્ઞે "
" રાજ ! ધર્મયજ્ઞ ? "
" ઉદ્ધવજી ? યુગયુગનો બોલ છે
અધર્મવિનાશ ને સંતોની સહાય ! "
" પ્રભો ! " એ આજ્ઞાગ્રાહી ઉદ્ધવવેણનાં
ભક્તિવિશ્વાસે રહ્યા ઊડતા,
ને દ્વારિકેશે દીધા મગધદૂતને ઉત્તર
" દૂતજી ! સંચરો મુજ શપથે સંગે,
મુક્તિને નહિ રહે પાર્થિવ બંધન ! "

પછી દ્વારિકેશે
ઇન્દ્રપ્રસ્થ-પત્ર-કાસદને દીધા સંદેશ
" કાસદજી ! અગ્રે સંચરી દેજો સંદેશ
ધર્મરાજ યુધિષ્ઠિરને મુજના
કે સુયોધડીએ કરીશ પ્રયાણ
આપ સુકાર્યે દેવા સાથ ! "

° ° ° °

અને ધેઘવતા શૌર્યપૂર શી
બળવતી વહી યદુસેનાસરિતા,
પાંડવસાગરે જેમવતી ભળવા.

( ૯૫ )

## રાજસૂયયજ્ઞ–મંત્રણા ને જરાસંધવધ

ઇન્દ્રપ્રસ્થે હતાં અનેરાં શોભન
ને તૈયારી રાજસૂય યજ્ઞનીએ

શીતલકારી હતા ઇન્દ્રપ્રસ્થે,
પણ મહીં વસંતાને મનડે
દેતા'તા વિચારણાની ઉષ્મા.
"દ્વારિકેશ!" યુધિષ્ઠિર વધ્યા વિચારજાગૃતિએથી.
" આપ અથાગ શ્રદ્ધાએ સેવ્યા અભિલાષ
કે દોરવણીને દોરે દિગંત બાંધીશું.
સકલ ભારતના આપ છો પ્રાણ
કૃષ્ણાર્પણ છે અમ જીવન."

એ યુધિષ્ઠિરવેણે નિહાળ્યા દ્વારિકેશે
ચાર ભ્રાતે સમર્થ ભક્તિભાવ.
" યુધિષ્ઠિરરાજ ! બળિયો છે જરાસંધ
શ્રેષ્ઠ બળિયા મગધસૈન્ય સહાયે.
મુજ મથુરાના વાસે એને
સત્તરવાર કીધો પરાજિત,
પણ અઢારમી વારે
સારુંયે નાઠું યદુવૃંદ અમારું!"

એ કૃષ્ણવેણે હસ્યા ભીમકર્મા
" મહારાજ ! સંકેતલીલા હશે અવશ્ય આપની
મથુરા તજી કરવામાં દ્વારિકાવાસ !

મણુ શત્રુંજય !
આપની શ્રેષ્ઠ કુશળતા ને
મુજનું અલ્પ દેહબળ,
ને અર્જુને વસ્યા જય સંગાથે
અશક્ય નથી લગીર
જરાસંધના રોળવા અહંકાર ! "

બળિયા ભીમના આદેશને
દીધાં રાજ યુધિષ્ઠિરે સમર્થન
કૃષ્ણઇચ્છાના પ્રમાણે પ્રમાણે.
ને કૃષ્ણ, ભીમ, ને અર્જુન ત્રિપુટીએ
મગધ દેશનાં માંડ્યાં પ્રયાણ—
એકાકી, સૈન્યવિહોણા.

○ ○ ○

અને......!
કુરુદેશથી કરી પ્રસ્થાન
જાંગલદેશના માધ્યમ મારગડે
નિહાળ્યાં પદ્મસરસૌંદર્ય.
પછી ઉલ્લંઘ્યો કાલકૂટગિરિ,
ને મંડકી સરિતાને તીર
લીધા પ્રવાસના વિશ્રામ.
" પાર્થ ! આ ભક્તઆશ્રમ છે.

મહર્ષિ ભરતનુ મનકુ
ઝૂલ્યુ'તુ રાગ ને ત્યાગ વચ્ચે
મેં હની હરણુમાળમા '
' મહારાજ ' સ્થિતપ્રજ્ઞ દશાએ પહોચ્યા પછી
શુ ઉત્થાન હશે યોગદશાએથી ? ''
'' પાર્થ ! લોલુપતા સ સારળ ધનની
યોગીઓનાયે લે છે પારખા ''

અને વિશ્રાંતિ પછી
ત્રિપુટીએ પાર કરી સરિતા બે
' શોણ ' ને ' સરયૂ ' ધોધવ તી

પછી ઉત્તન થી કોશનદેશ
મિથિનાએ વાચ્યા ઇતિહાસ
ભારતના સતીશિરોમણિ સીતાજીના

એ મગધદેશ,
ને રાજ જરા સધની , ગિરિવ્રજ , નગરી હતી
શોભા નિહાળી નિહાળી
ત્રિપુટીએ વટાવ્યા ત્રણ કોટ

નેઐની ભાળે
દર્ભવસ્ત્રધારી ત્રિસંન્યાસીનાં
જરાસધરાજને કર્યા સન્માન.
" સંસારવિરક્તો ! શી કરુ તમ સેવા ? "

એ મગધરાજનવેણુના
દારિકેશે દીધા પ્રત્યુત્તર મલકી:
" રાજન્ ! ચારે વર્ણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર
સમાન છે સંસારનિર્લેપતાના ભાવ,
પણ અમે છીએ ક્ષાત્રકુળવંતા
હું કૃષ્ણ ને પાંડુપુત્ર બે ! "

એ વેણુએ હરખ્યો જરાસંધ.
" કૃષ્ણ ! ભારી છે તમ આગમન
હું બળિયા સંગે ભીડવા બાથ
અવશ્ય લડજો તમે
ને લેજો મુજ બળની સહાણ.
પુનર્જન્મેયે રહેશે એનાં સંભારણાં ! "
" મગધરાજ જરાસંધને ! "

એ કૃષ્ણવેણુમાં

શું વણસુણાયાં રહ્યાં જરાસંધથી ?

અને વીતી અબોલ પળ
અન્યોન્ય નિરીક્ષણાના દશ્યતારે લાગ્યા.
પછી વદ્યાં મગધરાજવેણઃ
" દ્વંદ્વયુદ્ધે કયો વીર ઝીલશે
જરાસંધના જીવલેણ ઘાવ ? "

સુણી વદ્યા મલકી કૃષ્ણઃ
" મગધરાજ ! આપ કરો પસંદ
કે કોણના ઝીલશો ઘાવ ? "

અને જરાસંધે કીધી ખળનિરીક્ષણા
પછી વદ્યો ભીમસેનથી ધામણે મલકીઃ
" પ્રથમ લડીશ વૃકોદરસંગે
ભલી ખડકી છે કાય ! "
એ વેણે ભીમકર્માની ભ્રૂકુટિએ
લલાટે આલેખાયું ઝહરી ત્રિશૂલ
ને ગજ ગજ ઊછળતા વીરસીનાએ
સિંહપંજાના દીધા થાપ.

" મગધરાજ ! વજ્રનો પહાડ છું ! "
" ભીમકર્મા ! હું જરાસંધનાં શૌર્ય
સારાયે ભારતવર્ષે છે વિખ્યાત,
ધરતીનાં પડ તોડીશ
ને પધરાવીશ રસાતાળે વજ્રપહાડને ! "

પછી કૃષ્ણસંગે મલકયા.
" પરોણા થઇ આવ્યા છો ને
પ્રથમ ચાખો માગધી પરોણાગત;
પરમે છે કાર્તિક શુકલ પ્રતિપદા,
પ્રભાત ઊગ્યે માંડશું યુદ્ધ ! "

० ० ०

અને એ પ્રતિપદાને અવસરે
સારીયે મેદની કરતી'તી પ્રતીક્ષા
કે રણે રોળાશે મસ્તક ત્રણ
બાથ ભીડવા આવંતાનાં આજ
પણ દ્વંદ્વયુદ્ધે તો
એ બળિયા હતા પૂરા.
સારાયે દિ' કીધું'તું યુદ્ધ
પણ હારજીતનાં નહોતાં નિશાન.
સૂર્ય અસ્તાચળે સંચરતા'તા
સૃષ્ટિને દેવા વિરામ.

એવે વદ્યા જરાસંધરાજ
દાવેથી છટકી દૂર ઊભીને:
" વૃકોદર ! સંધ્યા થઈ છે
વિરામશું યુદ્ધ કાલની અવધે ? "
" મગધરાજ ! હારંતા ને શ્રમિત ભાખે
એ છે મુજને શિરોમાન્ય ! "

એ વેણલે જાણે હોમાયું
બળમળતા અગ્નિએ ઘૃત.
" વૃકોદર ! પ્રશ્ન્યો માનીને કે
ક્ષુધા વ્યાપી હશે વૃકઉદરે. "
એના દીધા કટાક્ષે ઉત્તર ભીમસેને:
" રાજન્ ! મોરા ઉદરે રાખું છું
સંગ્રહ કરી માસપર્યંતનું અન્ન
એ ક્ષુધાએ ન સેવવા પડે વિશ્રામ ! "

અને સારીયે રાત્રિએ તે દિ'
દારુણ થયું દ્વંદ્વયુદ્ધ;
શૌર્યના કાંટાએ
નો'તા દીસતા નમતા તોલ.

પછી દ્વિતીયા વીતી

ને વીતી તૃતીયા
અણુનમ ઉજાગરે વીંચાતાં'તાં
પ્રેક્ષકોનાંયે થાકેલાં નેણ,
પણ બે બળિયાનાં શૌર્ય
શું હજીયે અણુનમ હતાં ?

અને......?
ચતુર્થીની રાત્રિએ
કૃષ્ણે બિરદાવ્યો વાયુપુત્રઃ
"ભીમકર્મા ! યુદ્ધનીતિ કહે છે
માંડ્યાનો આણવો ઉકેલ !"

અને ઝીલી એ વેણ
ઝાલ્યો રિપુને રણે
ને આભે દીધાં બળિયા ભીમસેને
જરાસંધદેહને સો ફેરણાં;
પછી પટકી ધરતીએ
હરતી ચીરે જેમ માનવદેહ,
એમ ચીર્યો એ બાગલાએ
પડી મૃત્યુચીસ જરાસંધનીએ
સારાયે મગધદેશે પિછાણ્યું કે

શેરને જીત્યો કો' સવાશેર.

પછી જીતંતા દ્વારિકેશ
એક રથ મગધ-રાજનામાં આરૂઢી
અર્જુન ને ભીમકર્મા સંગે,
શૌર્યની પાડતા પાડતા પ્રતિભા
પધાર્યા ગિરિવ્રજકોટે
ને મુક્તિ દીધી કારાવાસે પૂર્યાંને.
જેમ અસહાયને મળે સહાય
ને પાંજરે પૂર્યાં કરે ઉડ્ડયન,
એમ બંધનમુક્ત થયા જરાસંઘપૂર્યા રાજનો;
ઉમંગે ધર્યો દ્વારિકેશરથ
બૂરજ બહારના મોટા પૃથ્વીપટે
ને અગ્રણી સમા ભાસતા એકે
પ્રણામી સ્વીકાર્યા અનુગ્રહઃ
" દ્વારિકાનાથ ! બહુયે કીધો અનુગ્રહ
અમ દૂતપ્રેરણે પધારીને,
કારાગૃહેથી કીધા મુકત
શી સાધીએ આપસેવા ? "

અને કૃષ્ણે નિહાળ્યા નિહાળણહાર

પછી નિજ દૃશ્યે ખેંચો અન્યની દૃષ્ટિ
ભીમકર્માના નમે આકર્ષી
" રાજનો ! તમ મુક્તિદાતા છે પુંડ્રપુત્ર ભીમકર્મા
જરાસંધને દીધી એણે પરારતતા.
સેવા સાધો પાંડવોની
ને સાથ દો રાજસૂયયજ્ઞે
ઋણમુક્તિનું માનો પ્રથમ સોપાન. "

એ દ્વારિકેશસૂચનને
સારાય રાજવીવૃંદે ઝીલ્યું
" મહારાજ ! શિરમાન્ય છે આપવેણ,
અમ મુક્તિદાતાના સુકાર્યે
સદાય છે અમ સાથ ! "

એવે આવ્યો જરાસંધકુમાર સહદેવ
ભયગ્રસ્ત સસલો જાણે
પ્રણામતો દંડવત્ કરતો
એને કરે ઝલ્યો દ્વારિકેશે
" મગધયુવરાજ ! રાજન છો હવે,
અભયદાન અમારાં છે.

પ્રજા પોષે ને રાજધરાએ રોપો
રિદ્ધિસિદ્ધિના જ્વલંત ધ્વજ. ''
'' મહારાજા ! આપ અનુગ્રહ છે કે
વૈરીના પુત્રને કીધો મિત્ર,
શી સેવા સાધું આપ મહાનુભાવની ? ''

અને પાર્થનાં દીધાં પ્રમાણ
દારિકેશે ચી ધરી મવકામણે.
'' સહદેવજી ! તમનામી પાંડુકુમાર છે
પાર્થદેશે આપને આજથી
કનિષ્ઠ ભ્રાત શાં દોરવણા
ને એની શૌર્યછત્ર છાયે
અભય રહેશે મગધરાજછત્ર ! ''
'' અસ્તો ! '' એ નમ્ર અનુમોદને
એણે કીધા પ્રધાનને સંકેત
ને જર-જવાહીર-રત્ન-પોશાકની
વહી જાણે ભરી ભરી સરિતા.
'' મહારાજ ! હું અલ્પ દાસની
સ્વીકારો નાનીશી ભેટ
મણા નથી લગીર આપ રિદ્ધિસિદ્ધિની
પણ છે મગધદેશના

અલ્પ સ્વલ્પ આ સંભારણાં!"

• • •

અને......?
સ્થાપ્યા મગધરાજ ને સ્વીકારી ભેટ
મુક્ત કીધા રાજવી સંગાથે
કૃષ્ણ અર્જુન ને વિજેતા ભીમકર્મા
એનાં કર્યાં સન્માન પ્રીતે
ઇન્દ્રપ્રસ્થે યુધિષ્ઠિરરાજને
નમ્રભાવે કૃષ્ણકૃપા માની.
" મહારાજ! આપ દોરવણીએ
રાજસૂયયજ્ઞમારગડે વિદાર્યું જરાસંધકંટક!"

વીતી એક શાંત પળ
ને વાતા'તા યમુનાતરંગેથી અનિલ
એવે ઓઢણીની ઊડી કોર;
શું કાલિન્દી આવી?
પણ આવી પાંડવરાણી
કૃષ્ણસન્માન ઝીલતી ઝીલતી.
" બ્હેની કૃષ્ણા! ભીમકર્માએ માર્યો
જરાસંધ!"
" ભ્રાત! તમ દોરવણીએ
સારાયે ભારતવર્ષે રિપુ રોળાશે!"

( ૯૬ )

## રાજસૂય યજ્ઞે શ્રીકૃષ્ણ

દ્વારિકેશદોરવણાંએ મંડાણા રાજસૂય યજ્ઞ,
ઉત્તરે ગાજ્યા ગાંડીવટંકાર

ને પૂર્વે ભીમગદા ફરી
પશ્ચિમ દિશાએ નકુલખડ્ગે
રિપુ વિદારી કીધા જય
ને દક્ષિણે સહદેવકુમારે
ગણી ગણી નક્ષત્રતારા
આપ્યો જય—વિજય.

અને જીતંતાનાં કર્યાં સન્માન
મોંએ મલકી દ્વારિકેશેઃ
" પાર્થ ! ગાંડીવ જીત્યું કે ગાંડીવધન્વા ? "
" મહારાજ ! પ્રત્યંચા જીતી ! "
અહમ્‌ના દેશવટાની
શું પાર્થે કીધી વાત ?

અને ભીમકર્મા પધાર્યા
દિગ્વિજય કરી પૂર્વ ભારતે,
એને દીધા કૃષ્ણે આવકારઃ
" ભીમકુમાર ! બળ જીત્યું કે બળી ? "
અને બલિષ્ઠ દેહધારી મુખડે
હાસ્યના ઊડ્યા ફુવારાઃ

" મહારાજ ! જીત છે દોરવણહારની ! "

એવે દક્ષિણદિગ્વિજેતા સહદેવનાં
શ્રીકૃષ્ણે કર્યાં સન્માન :
" સહદેવ ! ભાવિ પેખીપેખીને
શું જીત્યો દક્ષિણ દેશ ? "
" મહારાજ ! સર્વ નક્ષત્રતારાગ્રહને
ભાવિના જાણણહાર શું
અજાણ થઈ પ્રશ્ને જ ? "
" સહદેવ ! સંસાર તો હશે ને અણજાણ ? "
અને એ વેણલાં
કેટકેટલાયે પારખ્યાં હશે ?
એવે પશ્ચિમવિજેતા નકુલ પ્રવેશ્યા.
" નકુલ ! ખડ્ગે જીત્યો દેશ ? "
" મહારાજ ! ખડ્ગની ધારે ! "

° ° °

અને દિશાઓના દિગ્વિજય પછી
સાક્ષાત્ જાણે વેદો શા મૂર્તિમાન
વેદવ્યાસ, ધૌમ્ય ને યાજ્ઞવલ્ક્ય,
બ્રહ્મા હોતા ને અધ્વર્યુ થયા.
પછી રાજયુધિષ્ઠિરે કર્યું પૂજન

( ૯૭ )

## શ્રીકૃષ્ણ–અર્ઘ્યપ્રદાન ને શિશુપાલવધ

રાજસૂય યજ્ઞે હતો સોમયાગ દિ'
હવિ અપાતાં'તા યજ્ઞકુંડે,

ને વેદોચ્ચારની મંત્રધૂને
વાતાવરણે હતી નિર્મળતા.
આસને વિરાજી મહર્ષિઓ ને યાજ્ઞિકો
વિવરણ કરતા તા વેદમીમાંસાનાં.
ને સુવર્ણવર્તુળાકાર મંચઆસને
આભના નક્ષત્ર-તારા શા
શોભતા'તા રાજવીપરોણા.
ને નક્ષત્રમાં શોભે જેમ ચંદ્ર
એવાં હતાં ધનશ્યામનાં સૌંદર્ય.

એવે વૃદ્ધ ભીષ્મપિતામહ સંગે
આચાર્ય ને ઋષિઓને દઇને અર્ધ્ય
રાજવીવૃંદે પધાર્યા યુધિષ્ઠિરરાજ.
" પિતામહ ! સૂચવો શ્રેષ્ઠ રાજન
કે અર્ધ્યપ્રદાન કરી બનું કૃતાર્થ ! "

રાજયુધિષ્ઠિરપ્રશ્ને
ભીષ્મમુખડે અ કાઇ આનંદરેખા
ને વૃદ્ધત્વના અનુભવે
મનોગમ તુલાએ કાઢયો તોડ.
એક પલ્લે હતા દ્વારિકાનાથ

ને અન્ય પહેલે સારવ રાજવી !
" યુધિષ્ઠિર ! ધર્મ વીસર્યા ભારતવર્ષરાજને
કૃષ્ણચન્દ્રનાં છે તેજ અજવાસ
અંધકારને પૂજશો કે અજવાસને ? "
" પિતામહ ! મનોમને દાખી સાક્ષી ! "

અને યુધિષ્ઠિર-રાજે
વિધિયુક્ત ઉત્તમ અર્ઘ્ય અહી
પ્રથમ કર્યાં કૃષ્ણપૂજન
શું ધર્મ પૂજતા'તા બ્રહ્મને ?

પણ..... ?
કો'ક જ પિછાણે પરબ્રહ્મના પ્રકાશ
સંસારના અંધપડળ નેત્રેથી

અને તેજદ્વેષે
ચેદીરાજ બગિયા શિશુપાળે
સભામધ્યે દીધાં શ્રીકૃષ્ણને દૂષણ
સંબોધી રાજસૂયયજ્ઞરાજ ધર્મરાજને:
" યુધિષ્ઠિર ! સત્ય પ્રકાશે છે તમ

સારાયે ભારતવર્ષે,
પણ આજ ભાસે છે માન્યતાના વિરોધ
કે અજાણ છો સૂક્ષ્મ ધર્મથી
ને તમ ધર્મઅજાણને છે
સ્મૃતિવાક્ય-ત્યજનાર ભીષ્મના સાથ !"
શું પોળામાં ધૂળ પાડી શિશુપાળે ?
"ચેદીરાજ ! આ અપમાનો વૃદ્ધત્વને
ટાલાં પાશો નહિતર વિમાસણોએ.
શ્રેષ્ઠ છે ને છે ભારતેન્દ્ર કૃષ્ણ !"

એ વેણ સુણી કીધાં અટ્ટહાસ્ય
ગર્વિષ્ઠ ચેદીરાજ શિશુપાળે.
"ભીષ્મ ! વૃદ્ધત્વે નાસે બુદ્ધિ
કહેણીનાં ભાસે છે સત્ય આજ.
રાજ્ય વિનાનો કૃષ્ણ
શું તમ નોધપોથીએ શ્રેષ્ઠ રાજવી છે ?"
અને લગીર થભી શિશુપાળે
દૃષ્ટિએ લીધું સારું યે રાજવૃંદ.
"યુધિષ્ઠિર ! ધર્મતણા ઢોંગ
અપયશ ગાળે છે તુજના
અપમાનિત કરી રાજવી પરોણાને !"

અને એને સંબોધ્યા પછી

રાજસૂયયજ્ઞે બેઠા સારાય રાજવીઓને:
" રાજરાજનો ! ભારતવર્ષના ઇતિહાસે
પગ છે આજ મેશરંગી
યુધિષ્ઠિરની કાજળની કોટડીએ
અસત્ય છે ભર્યાં ભર્યાં
ડાઘ લગાડશો કે રહેશો વિશુદ્ધ ?"

ઉત્તર રહ્યા અણઉત્તર,
પણ શિશુપાલના આસનત્યાગને
છેડાયેલા રાજવીઓએ દીધા સાથ;
એને વિનંતીભાવે યુધિષ્ઠિરે પછી
મનામણાના કીધા પ્રયાસ.
" રાજનો ! વિનંતી સુણો મનસ્થિરતાએ
કૃષ્ણ છે સંસારના બન્નાશલક્ષણા
ને પનસસારના પ્રજ્ઞાને
વેદઆદેશ કૃષ્ણે છે સમાયા !"

યુધિષ્ઠિર વેણલાના
અટ્ટહાસ્યે દીધા પ્રત્યુત્તર
ખડ્ગ કાઢી મ્યાનેથી
શિશુપાલવિચારસંગાથી સુનીથ રાજને:

" રાજનો ! યજ્ઞને દો આયુધે આહુતિ
બલિ ચડાવી યદુ-પાંડુના,
મુજના છે તમજૂથે સેનાપતિત્વ ! "

અને એ ચાણ્યાં દોધારાં ખડ્ગ
ભાથેથી આવ્યા ધનુષ્યે બાણ
શું વહેશે રેનશી શોણિતસરિતા ?

અને પિતામહ ભીષ્મે
ક્રોધબાણ ખેંચ્યું ભ્રૂકુટિધનુષ્યે.
" રાજનો ! નથી પહેર્યાં મેં હજી
સુંદરીના રણકતાં કંકણ,
હું બાળબ્રહ્મચારીને
જગતે દીધા છે ભીષ્મનાં બિરદ.
રસાતાળે પૃથ્વી જાય
આભ તૂટે છાંડી મર્યાદા
જો ભીષ્મ જીવતા થાય
યદુ-પાંડવસંહાર આજ !
માઝના પૂત હો તો
સતેજ કરજો મુજનાં બળ ! "

એ ભીષ્મવેણુલે

આયુધવિરામનો વાયો અનિલ.
પણ શિશુપાળવૈરપારાશીશી ?
" ભીષ્મ ! બેહદની હદે આજ
પરોણાનાં થાય છે સ્વાગત ! "
" ચેદીરાજ ! આપઇચ્છા ! "
" અપમાન......! "

અને કીધું ભીષ્મે અટ્ટહાસ્ય.
" ચેદીરાજ ! ઇચ્છાએ વાવ્યા બીજનાં
ફળ આરોગો છો આપ ! "

અને ભીષ્મવેણવે
ઘૃત હોમાયું શિશુપાળવૈરાગ્નિએ,
પછી એણે ગણી ગણી
કૃષ્ણની ગાઇ દૂષણશતપદી.
પછી હદની થઇ જ્યારે બેહદ
શ્રીકૃષ્ણે સંબોધ્યું યત્તદ્દઃ
" મહાનુભાવો ! પાડોશી ની પાંચ ગાળ
ને સગોત્રી દાધી ' સો 'ની
આજ પૂર્ણાહુતિ છે.
સુજ પિતા-ભાંગની-પુત્ર નિર્લજ્જ શિશુપાળે

ઓળંગી છે શિસ્તની અવધ
શદ્રને નહિ જેમ વેદશ્રુતિના અધિકાર
એમ નથી શિશુપાળને જીવનના ! "

અને યોગેશ્વર કૃષ્ણમુખે
ઓજસ્ પ્રસર્યા.
समानजयाज्ज्वलनम्
આજતા સાનાયે મંડપને
" મહાનુભાવો ! ક્ષમા કર્યા સો અપરાધ
પણ 'સો' ને 'એક' માએ
હરું છું એનો સારોયે સંસાર ! "
પૂર્ણાહુતિ છે મુજ વચનપ્રદાનની
દીધી શિશુપાળજનેતાને કે
સો ગાળો કરીશ સહન
પણ સો ને એકે ? "

અને ચક્કર ચક્કર ફર્યું
કૃષ્ણઅંગુલિએ સુદર્શન ચક્ર,
ઓજસે અંજાયા પ્રતિસ્પર્ધી રાજવી.

શું કાળચક્ર ફરતું'તું ?
અને આસનપીઠે દીધા અન્યોન્યે બગ

કે દેહલતા થાય ગરકાવ
પણ ઢળ્યાં મસ્તક .
સુદર્શન ચક્રની ગતિએ અંજાઇ
આસનની પીઠે ઢળતાં
ને પછી મીંચાણી આંખ
શિશુપાળના મસ્તકછેદને.

ધરતીએ પડયું ધડ
ને રક્તનીકે તર્યું પાપી મસ્તક
કમ્પાયમાન થયા નિરીક્ષણહાર ઘડીક,
પણ પછી પામી મધ્યસ્થ વિચારણા
સ્થિર થયા...
અસ્થિર થયા......

આભે સુણી વજ્રપાત
કડડડ...ગર્જનાની પરંપરાએ
ડોલ્યું જાણે સારુંયે બ્રહ્માંડ
ને વિશ્વના આભે
પૂંછડિયાળો ઊગ્યો ધૂમકેતુ તારો
પૃથ્વીએ ભાખતો ઉલ્કાપાતનાં ભાવિ.
ને ઋતુએ પડી વર્ષાધાર

અભ્રવિહોણી ત્રાટકી વીજ
શું બાળશે......?
વૃંદ ભાસતું'તું નીરવ શાંત વર્યું
પણ અશાંત મનડે ઘેર્યું.
શિશુપાલનું ધડ ને મસ્તક
અવલમંજલની અપેક્ષાએ
શું હજીયે પડયું હતું ?

અને દીનભાવે
યુધિષ્ઠિરે કૃષ્ણનેત્રસમર્થને
યાચી પ્રશ્ન્યા વેદવ્યાસજીઃ
" જ્ઞાનવર્ય ! શાં ભાખે છે આજ
નિસર્ગતત્ત્વો ભવિષ્યનાં ભાવિ ? "

અને વેદવ્યાસે
સંયમ કરી કરી ગણુના.
स्थूल-स्वरूप-सूक्ष्मान्वयार्थत्व-
संयमाद् भूतजयः ।
યોગે સાધ્યા નક્ષત્ર-તારાના વર્ચસ્વે.
" યુધિષ્ઠિર ! દશકો વીત્યે
ભારતે થશે અઢાર અક્ષૌહિણીના સંહાર
જય-વિજયને મહાભારતે ! "

સ્વકાર્યની સંતોષતૃપ્તિએ.

એ ચક્રવર્તી પાંડુનગરીએ
રાજમહાલયસભાગૃહના વિશાળ અંતરચોકમાં
યજ્ઞ સુખરૂપ પૂર્ણાહુતિના આનંદે વાર્તાલાપે
રાચતા'તા પાંચ પાંડવ દ્વારિકેશ સંગાથે.

એ સ્થળનાં હતાં અનેરાં સૌન્દર્ય
શિલ્પકલાધર મયદાનવની અનુપમ કલાએ શોભંતાં.
કૃત્રિમ હતું એ સરોવર સ્ફટિકનું
રંગબેરંગી રચનાકૃતિઓ
ને સૂર્યકિરણાવલિના તેજે તેજે
ઊછળતા ભાસતા'તા મહીં જળતરંગ
મહીં તરતા'તાં કમળ કલ્હાર
ને હિમાદ્રિ પર માનસરોવરિયેથી પધાર્યાં
જાણે રાજહંસ-હસીનાં જોડલાં
રત્નજડતર કળાનાં પ્રતીક

એવે પ્રવેશ્યો પ્રતિહાર.
" મહારાજ ! પધાર્યા છે દુર્યોધન યુવરાજ ! "
" માન સહ પધરાવો, પ્રતિહાર ! "

કૃષ્ણમુખડાની મૂક સંમતિએ

યુધિષ્ઠિરે દીધી આજ્ઞા
ને પધાર્યા હસ્તિનાપુર–યુવરાજ.
દશ્યે થયો દષ્ટિભ્રમ
મયદાનવની અનુપમ કળાએ
નાનકડા છીછરા સરોવર મધ્યમાં
બેઠા દીઠા કૃષ્ણ–પાંડવ ને અન્ય રાજન.
જે જળાશયભ્રમે દુર્યોધનરાજે
મોજડી ઉતારી અણો પીતાંબર છેડલો
કે ન ભીંજે સરોવરનીરે !

એ દશ્યે......
સમીપ પધારતી પાંડવ મહારાણી મુખડે
કટાક્ષયુક્ત હાસ્યના ઊછળ્યા તરંગ,
ને સર્યાં હારિકેશ ઉદ્દેશી વેણલાં:
" કૃષ્ણ ! અંધ ધૃતરાષ્ટ્ર રાજનના
શું અંધ હશે દુર્યોધન કુવરાજ ! "

અને પ્રસર્યું હાસ્ય
કટાક્ષભર્યું હારિકેશમુખડે.
" કૃષ્ણા ! જગતનો છે ન્યાય
કે જેવાના તેવા... "

અને દુર્યોધને

પારખ્યા મયદાનવના શ્રેષ્ઠ કળાશ્રમ
ને શરીરસ્વાસ્થ્યના કરી ઢોંગ
ક્રોધકટાક્ષે સેરવ્યાં વેણુ:
" કૃષ્ણરાજ ! કળાઆડંબરે તો સૌએ ભૂલે
પણ ન હોય કરવાના પરિહાસ ! "

અને કૃષ્ણ પ્રતિ હસી કૃષ્ણેઃ
" દુર્યોધનજી ! મહામાયાની સંસારે છે
મોહપાશ ભરી ભરી કળા.
એના ભૂલ્યા સદાય ભૂલે છે ! "

એ કૃષ્ણવેણુલે
હાડોહાડ લાગી દુર્યોધનને
ને રોમરોમે વ્યાપી ક્રોધજ્વાલા
પછી ભભૂક્યા અંગારા શા બોલ:
" કૃષ્ણ ! ભીંત ભૂલો છો,
સહકાર દઈ પાંડુપુત્રને.
કૌરવ-વૈરાગ્નિના છે
સાગર વીંધતા વાડવાગ્નિ શા પભાવ ! "

એ દુર્યોધનવેણુએ
દ્વારિકેશ પ્રતિ હસી દ્રૌપદી.
" કૃષ્ણભ્રાત ! વૈરવાડવાગ્નિ કે સહકાર ? "

" કૃષ્ણા ! વર્ષોનાં વહાણાં કહેશે
પિતરાઇ મંગળ ગાંઠનાં
અહંકારે છૂટયાં અમંગળ ગૂંથણાં
ને લખાશે ભારતે... ! "

એ દ્વારિકેશવેણુલાં અવરોધી
ક્રોધગળ્યા જ્વાલામુખી શો
ધગધગ જલ્યો દુર્યોધન યુવરાજઃ
" કૃષ્ણ ને કૃષ્ણા !
ભારતે લખાશે
કૌરવ-વિજયના અમર ઇતિહાસ ! "

ને......?
અને ગયો મૂક એ માનવી...
ઢાંકયા અગ્નિઅંગારા શો.
શું ભભૂકવાની હતી પછી ઢાંકી જ્વાલા ?

એ હતાં...
શું......?
મહાભારતનાં બીજારોપણ.

× × ×

અને......?
દ્વારિકેશનું હતું સૌરાષ્ટ્રગમન.

" યુધિષ્ઠિરરાજ ! મધુરેણ સમાપયેત્ .
પાઠવજો નિત્ય નવીન સંદેશ
આપ શ્રેયના અગમ મારગડેથી ! "

કૃષ્ણને વળાવતા'તા પાંચ પાંડવ
ને દ્રૌપદી-સુભદ્રા પ્રીતે
ઇન્દ્રપ્રસ્થની સીમાંત બહાર લગી,
જ્યાં અંતિમ પ્રણામ હતા
" કૃષ્ણા ! " વદ્યા કહેતા દ્રૌપદીને કૃષ્ણ,
" બહેની ! તુજ પાંચ પતિએ
અવલંબે છે ભારતનું ભાવિ ! "
" કૃષ્ણ ! બહેની સુભદ્રા અર્જુનભામા
કહેતી'તી કે અવલંબે છે
કૃષ્ણે સારોયે સંસાર ! "

અને ઉલ્લાસે વેરાયાં હાસ્ય
ને ફૂલડાં વીણ્યાં એનાં
અંતરિક્ષેથી ભારતની ભાગ્યવિધાતાએ,
પછી ગૂંથી ફૂલડાંની માળ
ને જોવે......
રથચક્ર ફર્યાં વર્તુળાકાર,
એવે સોહાવ્યું ગૂંથન માળાએ
શું કૃષ્ણ ઘનશ્યામને કંઠસ્થ ?

( ૯૯ )

## શાલ્વવધ

પરશુરામે જેમ કરી'તી પ્રતિજ્ઞા
કે નક્ષત્રી કરીશ સમસ્ત પૃથ્વી,

એ સમાન કરી'તી પ્રતિજ્ઞા
શિશુપાલમિત્ર સૌભપતિ શાલ્વરાજને
કે યદુવિહોણી કરીશ અવની.
પણ પ્રતિજ્ઞા સત્ય પડવાના પ્રમાણ ?
એ પ્રજ્ઞા......!
શાપ તો હોય સતીઓના,
ન પડે શંખણીઓના સાચા;
એમ પ્રતિજ્ઞા પરમ પુરુષની
સ્વીકાર્ય છે પરબ્રહ્મને,
પણ અલ્પ અહંકારી માનવીની પ્રતિજ્ઞા ?

અને......!
સૌભપતિ શાલ્વે ઘેર્યું દ્વારિકાનગર,
પણ કેસરી સિંહની ગુફાએ
હોય જેમ બાળકેસરીના સામના
એમ કૃષ્ણવિહોણી યદુપુરીએ
પ્રદ્યુમ્ન રણે ચડ્યા.
રાત્રિઅંધકાર પામે જેમ નાશ
ભાનુની કિરણાવલિ તેજે,
એમ કૃષ્ણકુમાર શૌર્ય કિરણાવલિએ
ક્ષણવાર ઢંકાયું શાલ્વઅસ્ત્રતેમ.
પણ પછી મચાવતું'તું હાહાકાર

સૌભદેશની બધી સેનાએ
ધરતીએ ભેટાડતું યદુબળ.

એવે પ્રકારે
ધુમ્મસઆચ્છાદ્યા આભે ભાનુતેજ
એમ પ્રકટ્યા શૌર્યતેજ કૃષ્ણ !
ઇન્દ્રપ્રસ્થેથી આવતાં દીઠો રણસંગ્રામ.
બાણ સામે આવે બાણ
એમ શૌર્ય સામે ઊભું શૌર્ય.
પણ બે બળિયામાંથી
એક તો હારેને ?

અને......!
ફરરરર...ફર્યું સુદર્શન ચક્ર
જાણે ઇન્દ્રનું વજ્ર
વૃત્રાસુરનું કાપતું મસ્તક !

અને ધખધખતી શોણિતસરિતાએ
શાલ્વમસ્તક તરતું'તું.
એવે દંતવક્ર—

મિત્ર સૌભપતિ શાલ્વરાજનનો
સંસારસંબંધઅનુકંપાએ આવ્યો
વિદુરથ નિજ મિત્ર સંગાથે.

અને દ્વારિકેશે
ફરી ફેરવ્યું અજિત ચક્ર
જીતતું જે નીવડ્યું અવશ્ય
ધરતીએ ઢાળતું દંતવક્ર ને વિદુરથદેહ.

## ( ૧૦૦ )

## શ્રીદામા-મિલન

ઍ મદુનગરીએ
મંદમંદ વાતા'તા સાગરસમીર.
સ્નાન કરી ગોમતી સરિતાનાં,
ને રાજમહેલ અવકાશિકાએ
ચંદ્રમિછાની ચન્દ્રિકા ધરાચંદનીએ
સોહતાં'તાં ધવલ પીઠાસન.
ને દ્વારિકેશ વિરાજ્યા'તા
રાજરાજેશ્વરીના કર સાંનિધ્યે
ને અન્ય રાણીની શુશ્રૂષા
સૌન્દર્યપાન પાનદાની હતી.
એવે પ્રવેશી પ્રતિહારિણી:
" મહારાજ ! આપ બાળકિશોર સહાધ્યાયી
સેવે છે મિલન-દર્શનની ઇચ્છા ! "

જાણે……?
વીજ ઝબકી
ને પડી પ્રકાશંતી ઝબકંતી
ને સર્યાં સત્યભામાવેણુલાં:
" રાજ ! ગોકુળથી આવ્યા ભાસે છે
રાધારાણી-પ્રણય-સંદેશવાહક કો'ક ! "

" દેવી ! " પ્રતિભાષ્યાં વેણની
વહી પછી કૃષ્ણવેણસરિતા:
" રાધાના અભિજ્ઞાન તો
જગતે કોંક જાણશે ભક્તજન,
પણ છે મિત્રતાના પ્રભાવ,
જાણજો... ને... સન્માનજો ! "

અને......?
કૃશદેહધારી પધાર્યો મિત્ર
અને ભેટ્યા ભાવે દ્વારિકેશ.
" શ્રીદામા ! સાંદીપનિ ગુરુ આશ્રમેથી
ઠેઠ આજ સાંભર્યો મિત્ર,
કે પાવન કરી દ્વારામતી ? "

એ દ્વારિકેશવેણલે
ઓછા ઓછા થયા શ્રીદામા
માન્યું સત્યભામા આદિ રાણીઓએ કે
દહ્યા છે કૃષ્ણવેણલે વેણલે.
એવે ગ્રહી કંચનથાળી કરે
ને અતિથિનાં કરવા પૂજન
રાજરાજેશ્વરી રુકિમણી પધાર્યાં:
શું મનોભાવના ઝીલી મહારાજની
મહારાણીજી પધાર્યાં ?
અને પૂર્ણ પ્રેમીલા સત્કાર પૂર્યા:

" શ્રીદામા ! શો વ્યવસાય છે આપનો ? "

એ કૃષ્ણવેળુલે છાની છાની
ગણીઓએ દીધી રસતાળી.
" બ્હેની ! અગાધ હશે મહારાજમિત્રનો
સંસારે ગૂંથ્યો વ્યવસાય ! "

એ નેપથ્યનાં નાટક
ન હતાં દ્વારિકેશથી છાનાં.
અને આ બાજુ
શ્રીદામાની જીહ્વા ચડી ચકે
કે શા દેવા કૃષ્ણને ઉત્તર ?
પણ પછી પ્રશ્ને જ દીધા
સંબોધી રાજરાજેશ્વરીને.
રુકિમણી ભંડાર છે ભર્યાં ભર્યાં
શ્રીદામાના જ્ઞાનખંડે
એના માનવહિતાર્થ પ્રચારે
સરલ એ ગાળે છે જીવન ! "
પછી પ્રશ્ન્યા દ્વારિકેશે મિત્રને :
" શ્રીદામા ! શ્રમજીવીઓનાં ઉચ્ચતર જીવન કરવા
શાં છે તમ મંતવ્ય ? "

એ જ્ઞાનમગ્ન માનવે
દીઠાં હતાં પણ નહોતાં વિચાર્યાં

શ્રમજીવીનાં દલિત જીવન;
શો ઉત્તર આપે ?
પણ ગીધા પછી વિચારભ્રમે ડોલી :
કૃષ્ણ ! મહારાજ ! આપ જાણણહાર છો
સારાયે માનવવર્ગને,
ને શ્રેયની નેમે નેમે
ધીમે ધીમે કીધાં છે ઉચ્ચતર જીવન
ઉત્સાહ દઈદઈને કરી વહેંચણ
દ્રવ્ય ને કાર્યપદ્ધતિની,
સારાયે સૌરાષ્ટ્ર દેશે ! "

અને વીતી પળ
અબોલ વાતાવરણે...... ..
ફક્ત રિંગ...રિંગ...ઝુમ્મર હીરલા
વાતા અનિશે દેતા'તા સ્વરરણકાર,
પણ શ્રીદામાના મનડામંદિરે
કહેતા'તા વિરાજેલા દેવ કે
" સારાયે સૌરાષ્ટ્રે દીધા રિદ્ધિ
પણ શું અલિપ્ત રાખ્યું
શ્રીદામાનું ગૃહ ? "

o o o

એ પ્રજ્ઞા !
સંસારની ગણત્રી શુદ્ધ કરે છે
ચાળી ચાળી જીવનક્રિયમાણ.

આવ્યા'તા શ્રીદામા
પત્નીપાઠવ્યા મિત્રસહાય માગવા
કે રાજન બન્યો મિત્ર દેશે રિદ્ધિ
જ્ઞાનસિદ્ધિ પામ્યા બ્રહ્મવેત્તાને.
બહુબહુયે કીધી 'ના'
પણ પછી દુરાગ્રહે આવ્યા
ને રીઝ્યા સેવી પરોણાગત
પણ યાચના રહી અધૂરી
ને મહેલ તજ્યો રંકદશાએ
'શું આ જ સ્થિતિ ?'

એ મનોવેણુ વદી
પ્રત્યક્ષ વદ્યા શ્રીદામા :
'મહારાજ ! બહુયે કીધી કૃપા !'
'શ્રીદામા ! અન્યથા આપે કીધી કૃપા
દ્વારિકાને પાવન કરીને !'

શું પાવનનાં બિરુદ લઈને
રાજવી મિત્ર આમ વળાવશે ?
એવે પારખી જાણણહારે
શ્રીદામાની દેહાકૃતિયા જાણી લઈને
મનડાની અધૂરી મહેચ્છા.

પછી ભર્યાં પ્રણામી પ્રણામી ડગ
વિપ્ર શ્રીદામાએ બની હતાશ
આવ્યા તેવા જવા પાછા.

શું જ્ઞાનીનેયે લાગતા હશે
સંસારરિદ્ધિના લગવાડ ?
પણ સંસારની મહામાયાનાં
કેટકેટલાએ કર્યાં છે આચ્છાદન ?

o o o

એ હતું સંધ્યાટાણું
ને દ્વારિકાએથી પુનઃ વળ્યા શ્રીદામા
નિરાશાની નિશાએ વર્યા.
સમીક્ષા કરતાં'તા નિજ ગૃહે પૂગવાની.
મનડું કહેતુ'તું કે ધીરે પૂગ,
પણ દેહ ભરતો'તો ડગ
ચલનક્રમની રીતે રીતે.

અને........ ?
નેત્ર ચોળ્યાં શ્રીદામાએ
" અરે ! આશ્ચર્ય...શું ભ્રમ હશે ? "

અને ઘડીક વિચારીને

' અભાગીનાં ભાગ્ય આગે ભરે ડગ
નિ:સંશય કો'ક બળિયાએ
હવેલી ચણી મુજ ઝૂંપડીસ્થાને
ને કીધાં ગૃહવિહોણાં
રસ્તે રઝળાવી નાનાં બાળ !'
અને ' હાય હાય ' કાર કીધો
પણ પછી કીધું અટ્ટહાસ્ય.
' બહુ દુખિયાને વળી દુઃખ શાં !'

એવે...!

ઝાંઝરના ઝમકારે
અપ્સરાઓ જાણે આવી વધાવવા
આલીશાન એ મહાલયેથી,
ને મધ્યે હતી નિજ પત્ની.
' શાં આશ્ચર્ય... !'

એ વેણ રહ્યાં અધૂરાં.
' નાથ ! પધારો...!'
' દેવી...!'
' નાથ ! આપ રિદ્ધિસિદ્ધિના યોગે
વર્ષોના ગૃહવાસે રાખી અજાણ

પરીક્ષા કરવા ગુજ સદનશીલતાની.
ક્ષમા કરજો નાથ,
કે ગરીબાઇએ કીધાં કટુ વેણ
ને પાઠવ્યા દ્વારિકાએ આપને !'

સાક્ષાત્ કીધા પત્નીએ દંડવત્ પ્રણામ
પાદ ઝાલી નિજ પ્રાણાધારના.
'દેવી ! શાં આશ્ચર્ય આ ?'
'નાથ ! ન સંતાડી છુપાવો
મિત્રસંગે કર્યાં વેપારની વાત.
આવ્યો શ્યામવર્ણો આપ સાથી
ને ચૂકવ્યા ગણીગણીને
આપણા દ્રવ્યના હિસાબ
પછી વસી પખવાડિયું એક
આપ મતો–અનુમતિએ જ ધાવ્યો મહેલ,
નાથ ! હજુયે છુપાવવા છે આપ પ્રભાવ ?'

એ પત્નીવેણે શ્રીદામાએ
કૃષ્ણમિત્રની પારખી પરીક્ષા સહાય
'સાંદીપનિ આશ્રમનું છૂપું રત્ન
શું ઝળક્યું શ્રીદામાપુરીએ !'
એ હતાં ભક્તિ–વાત્સલ્યવેણલાં.'

# ( ૧૦૧ )

## પાંડવ-કૌરવ-દ્યૂત ને દ્રૌપદી-ચીરપૂરણ

એ હતી રાત્રી દ્વારિકાએ
ને અવકાશિકાએ ઊભાં હતાં
યોગેશ્વર ને રાજરાજેશ્વરી
નક્ષત્રતારાગણની પેલી પાર નિહાળતાં.
વિશ્વની ધરીએ ફરતું પૃથ્વીચક્ર
ને માનવીનો માનવસંસાર
તાદશ હતો એ જાણણહારને.
ભારતવર્ષનું અવલંબતું'તું ભાવિ
એ યુગ-અવતારીની સમભાવનાએ
" દેવી ! કેવું પડશે કાલનું પ્રભાત ? "
" નાથ ! ज्ञानकीशो न जानाति
प्रभाते किं भविष्यति ! '

હાસ્ય હસ્યા કૃષ્ણ,
" રામે ન જાણ્યા સેવી સંસારમર્યાદા
પણ કૃષ્ણ છે મર્યાદાબન્ધનોથી પર.
દેવી ! કાલ પૂરવાં છે કૃષ્ણાનાં ચીર ! "
" નાથ ! શું વદો છો ? "
" દેવી ! ભારતનું વદે છે ભાવિ
કે ઇન્દ્રપ્રસ્થે ખાતમુહૂર્ત મહાભારતનાં હતાં

ને પછી રોપાણાં વૈરનાં બીજ,
અંકુર ફૂટશે આવતી કાલે
આગમ ભાખી ભાવિ મહાભાર

શું સારુયે ભારતવર્ષ
યોગેશ્વરની પ્રજ્ઞાદૃષ્ટિએ હતું ?

o o

અને......?
પ્રભાતે પતિપૂજનથી પરવારી
પ્રશ્ન્યા નિજ પ્રાણાધાર.
" મહારાજ ! વીતી રજનીએ
ને થયું છે આજનું પ્રભાત.
શાં નિર્માણ થયાં છે મહાભારત

અને કૃષ્ણે કર્યાં રુદિ
ને ઉઘાડ્યાં અંતરચક્ષુ.
' प्रवृत्त्या लोकन्यासात्
सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञा।
પછી દીર્ઘ અંતગ્ના ન રહ્યા
ને દૃશ્યમાન થયું હસ્તિનાપુર.
' દેવી ! શાં શાં દૃશ્ય દૃષ્ટિ પેખે
" મહારાજ ! હસ્તિનાપુરનાં નગરસ

અને હસ્યા દ્વારિકેશ

ભાવિનું કો' ભય કર હાસ્ય
એ હાસ્યે ...... ...
દેહલતા મૂર્ચ્છ રુક્મિણી રાણીની,
ને ચક્ષુએ થયા ચલચિત્ર દશ્યમાન
" રાજ ! દ્યૂત ખેલે છે હસ્તિનાપુર ગજમહાલયે
પાંડવજ્યેષ્ઠ યુધિષ્ઠિર રાજ,
શું જ્ઞાનીયે અજ્ઞાની બન્યા ? "
" દેવી ! ભાવિ ખેલે છે મહામાયાની બાજીએ ! "

અને થયું દશ્યમાન દશ્ય

એ હતો
રાજમહાલય ખંડ હસ્તિનાપુરનો,
પાસા રડતા તા ચોપાટ પડે
ને રાજયુધિષ્ઠિર-પ્રતિપક્ષી શકુનિના
ધાર્યા પડતા'તા પોબાર
ને એક બાજીએ હાર્યા યુધિષ્ઠિર
સારોયે ભંડાર દ્રવ્ય, રત્ન, અન્ન-વસ્ત્ર ને સુવર્ણનો

પ્રસર્યો ઉત્સાહ કૌરવમંડળે,
ને ક્ષોભીના થયા પાંડવભ્રાત
સિંહાસને વિરાજ્યા અંધ ધૃતરાષ્ટ્ર રાજન
મૂછમાં મનકતા ઝીણું ઝીણું
ને ભીષ્મપિતામહ ને ગુરુ દ્રોણાચાર્ય

વિચારશૂન્ય બન્યા અવિચારી કૃત્યે,
નેણલાં ઢાળી ધરતીને પ્રશ્નતા
કે શા મંડાશે ભાવિએ ઉલ્કાપાત !

એ દસ્યે......
દેહાવલિ કંપી રાજરાજેશ્વરી રુક્મિણીદેવીની.
" રાજ ! વિધાતા શાં વરસાવે છે
વીતક સત્ય મારગડે જીવન જીવંતા પાંડવો પર ! "
" દેવી ! કર્મના સિદ્ધાંતની છે
સંસારે જોવી આ સત્ય પારખ ! "

અને ફરી ચલચિત્રાવલિ થઈ દસ્યમાન
કમ્પાવતી રાજરાણી યદુપુરીનીને
સુણી ધૂર્ત શકુનિ-વેણલાંઃ
" યુધિષ્ઠિરરાજ ! બીજી હોડ વદો છો !
કે તજો છો હારીને બાજી ? "

શકુનિવેણલે
દ્વાપરની આથમતી સંધ્યાએ
કલિ બેઠો યુધિષ્ઠિરજિહ્વાએ,
ને દીસ્યા સંધ્યાના સપ્ત રંગ
હાર્યા જુગારીને આશાવંતા.
" શકુનિ ! ગુલામીખત અમ પાંચ ભ્રાતનું
- ઇન્દ્રપ્રસ્થરાજ સંગાથે માંડું છું.

પણ શી માંડો છો સમોવડિયો હોડ ! "
ઝીલ્યાં એ યુધિષ્ઠિરવેણલાં
દ્યૂતનો પાટલો મંડાવનહાર દુર્યોધને
ને સામાં માંડયાં હસ્તિનાપુર રાજ્ય.
" યુધિષ્ઠિર ! ભલા માંડયા દાવ
શોભતા પાસા રમણહારને
હસ્તિનાપુર ને ઇન્દ્રપ્રસ્થ છાજે છે;
તુલા કોના દેશે નમતા તોલ ? "

એ વેણવે પછી
રાજરાજેશ્વરી રુક્મિણીદેવીના દૂર દેશી ચક્ષુએ
સૌમ્યમૂર્તિ નીરખ્યા વિદુર
પ્રવેશી પ્રાર્થતા અંધ રાજન ધૃતરાષ્ટ્રને:
" ભ્રાત ! ભેદની હદે
છેદન થાય છે શૌર્યફૂલવાડીનાં
પાંખો છે પાગરતાં પુષ્પ
મકરંદ લ્યો,
પણ ન વેડફો કળીએ કળીએ ! "

પણ જેમ વાયા વટોળ ઊડે
એમ ઊડયાં વિદુર-વેણલાં
દુર્યોધન કર્ણ શકુનિ ને દુઃશાસનની
ચંડાળ ચોકડીના અટ્ટહાસ્યે

ને ખડખડ્યા ચોપાટપડે પાસા,
જુગ હાર્યા યુધિષ્ઠિરના
જીતતી ભાસી ખેલાતી બાજી,
પણ પછી થઇ હાર.

શું ગુલામ થયા પાંચ પાંડવ ?
પછી ગુલામ બન્યાએ
હોડે મૂકી દ્રૌપદીરાણી.
" દુર્યોધન ! પાંચાલીનાં દાસીત્વ
છે આજની બાજીએ હોડે ! "

એ યુધિષ્ઠિરવાક્યે
ચાર બંધુએ કીધી નેત્ર વાત
કે જ્યેષ્ઠ ભ્રાત ભૂલે છે ભીંત
ક્રોધાગ્નિ ઝગ...ઝગ...ઝગઝગ્યો,
પણ શમ્યો ગ્યો જ્યેષ્ઠ ભ્રાત આમન્યાએ
ને મંડાણી બાજી......
સોગઠાં ફર્યાં ચોપાટપડે
જાણે ફરતું ભાગ્યનું ભાવિ,
અને હાર......?
અવાચક બન્યાં ગજરાજેશ્વરી રુકિમણીદેવીએ
નેત્રે કીધી કરુણ ધણી,
કે દરપને ઢાંકી...ઢાંકી ઢાંકે

પણ કેમ ઢંકાય
હૈયાદૃશ્યે ઊપડ્યાં દૃશ્ય ?

સ્પર્શંતા'તા વાતા પવન
અગ્નિદાહ શા રુક્મિણીદેવીને.
" રાજ ! અકથ્ય દૃશ્ય છે ! "
" દેવી ! શા...... છે ! "

અને આભઘેરાયો મેઘ
વણગાટકયો અવલંબી રહી
પછી પડે જેમ ધોધમાર
એમ સર્યા રુક્મિણીદેવીવેણલાં:
" મહારાજ ! નરાધમ દુઃશાસન
દ્રૌપદીનો ચોટલો તાણી
આણે છે સભામંડપ મધ્યે ! "
' દેવી ! અહંકારને ઝલ્યો છે બળિયા
અહંકારે ! "
" રાજ ! સતી સાધ્વી દ્રૌપદીએ
શા પેખો છો આપ અહંકાર ? "

અને દરસ્યા કૃષ્ણ
મહીં હતી વધતી સમસ્યા,
અગમ્ય દૃશ્યમાન દૃશ્યેથી

પરમ મર્મ જીવનના તારવવાની

સારીયે સભા બની દિઙ્મૂઢ
કુલવધૂના શુ આવા રખાતા તા માન ?
પિતામહે ધરતીએ ઢાળ્યા નેણના

રજસ્વલા પાચાલી
એકાકી વસ્ત્રે સભાએ ખેચાણી
વિનવતી દુ શાસનને
' દુ શાસન ! ધર્મે આવી નારીના
ભૂષણ નથી એકાકી ઓઢીને વસ્ત્ર
હસ્તિનાપુરની રાજસભાએ પ્રવેશવાના !"

એ વેણને કીધા કટાક્ષ
દૂરથી દાખવી દુ શાસને દુર્યોધનને
" દ્રૌપદી ! ભૂષણ છે દાસીના
કે દોરાવુ સરદારઆજ્ઞાએ !"
" હુ દાસી . ?"

એ અત્યાચારવેણના
ભીડી રહ્યા સભામડપે

એ હસ્તિનાપુર સભામડપ
અધર્મના અરણ્યરણ સમો હતો,

પાપરેતના ઊડતા'તા પ'ટોળ
ક્ષાત્રધર્મનું થતું'તું ધર્માન્તર
શું નીચ શૂદ્ર માનસે ?

એ દૃશ્ય નિહાળતી'તી
રાજરાજેશ્વરી દ્વારિકાની હસ્તિનાપુર સભામંડપે
યોગયોગેશ્વર કૃષ્ણના કર્યા સંયમે.
" મહારાજ ! યુગ દ્વાપરમાં રચાયાં ભાસે છે
ભારતવર્ષે ક્ષાત્રધર્મનાં પુણ્ય ! "
" દેવી ! ધર્મની સ્થાપના અર્થે
રચાય છે હસ્તિનાપુરે ભૂમિકા ! "

અને પુનઃ દૃશ્યમાન થયું
રાણી રુક્મિણીને સભામંડપે દૃશ્ય.
પ્રસરી હતી નીરવ શાંતિ,
પાંડવ બેઠા'તા અવાચક
પણ વખતે વખતે ભીમકર્માના કર
મુષ્ટિકા ભીડી દેહનસો ખેંચી
કપોલે પાડતા'તા ક્રોધ કરચલી.
પિતામહ ને દ્રોણાચાર્ય
નેત્રોને બીડીને પ્રશ્નતા'તા
કે નિજ આંખનાં રત્ન હજી
શું નહિ ડોલવાય આવાં દૃશ્ય ?

એ ધરતીએ ઢળ્યા શીલવંતાના નેણુ નાને
પ્રશ્નો ઊચર્યા પછી દ્રૌપદીએ
"હસ્તિનાપુરના ધર્મધુરધરો !
ખળભળે છે આજ
અધર્મ કર્મે તમ ધર્મના પાયા !"

એ દ્રૌપદીવેણુએ પ્રસરી
હિમ શી ટાઢીના ગોજની કંપારી
સુજ્ઞજનોના વિચારતા મનડે
એવે સુણાયા ફરી વેણ
"પિતામહ ! કુળ લાજે છે કુરુવંશનું,
નથી લાજતી દ્રૌપદીની લાજ.
શું પુત્રવધૂના આવા ન્યાય છે માન ?"
અનુત્તર રહ્યા ભીષ્મ ને
પછી પ્રશ્ન્યા દ્રોણાચાર્યને પાંચાલીએ
"ગુરુદેવ ! વિદ્યા લાજે છે આપની.
શું આવા દાખ્યા કે ધર્મનાં જ્ઞાન
આપ શિખ્યા દુર્યોધન આદિ ?"

શું પિતામહ ને ગુરુ દ્રોણાચાર્ય
સેવશે મૌન ?"
"દેવી ! એ છે ભારતનું ભાગ્ય !"

એવે ફરી દશ્યમાન થઇ દશ્યે
ધૃતરાષ્ટ્રને પ્રશ્ની પાંચાલીઃ
"શ્વસુરરાજન ધૃતરાષ્ટ્રજી !
વિચારનાં દિવ્ય ચક્ષુએ પેખો
લાજે છે હસ્તિનાપુર સિંહાસનની લાજ
ને શૌર્યઇતિહાસની ભૂંસાય છે રોશની
રેલાઈ રેલાઇ પુત્રવધૂની અશ્રુધાર !"

એ દ્રૌપદીવેણને
પ્રસરી વિચારમન્થનની છાપ
અંધ રાજવી ધૃતરાષ્ટ્રને કપોલે.
એ વાંચી
દુઃશાસને નીરખ્યું દુર્યોધને
ને મલકામણે મલ્યા વિચાર
ઝટકો દઇ પાંચાલીના એ ટલાને.
"દાસી ! અનોખા લખાશે ઇતિહાસ
કૌરવશૌર્યના ભારતવર્ષે.
આ છે સભાગૃહ
ઉલ્લાસ ને વિલાસ રીઝે જ્યાં.

ભલે આનંદે સભામંડપ
ગુંજ નગ્ન નૃત્યની કળાએ કળાએ !"

પછી વેણુલા સગાથે દુઃશાસને
લગીર ખેંચ્યા પાંચાલીના ચીર,
એને ખાળી રહી માંડ માંડ
પછી વદી ક્રોધવેણુના
" સભાજનો ! નગ્ન નૃત્ય તો કરશે અવશ્ય
મહાકાળી અહીં ખપ્પર ભરીભરીને,
જે દિ' રુદ્ર બની ભીમકર્મા મારો
રુંઢમાળ ધરશે કૌરવમસ્તકની.
પણ સભાજનો !
વિચારહીન સભાજનો !
પ્રશ્ન પૂછું છું એક
" કોણ હાર્યું ને કોણ જીત્યું ?"
એના દીધા મનકી કળાશે કર્યો ઉત્તર
" પાંચાલી દાસી ! જીત્યા દુર્યોધન યુવરાજ
ને હાર્યા ધર્માત્મા યુધિષ્ઠિર ! "
અને દાનિકાએ દૃશ્ય નિહાળતી રુક્મિણીએ
પ્રશ્ન્યા સમીપે ગિરિજાને
" નાથ ! શું ધર્મ હાર્યો ને
અધર્મ જીત્યો ?"

" દેવી ! ઘડીક છૂપે છે ને વાદળટાંક્યો
સૂર્ય ? "

અને......
રુકિમણીએ પેખી હસ્તિનાપુર સભામંડપે
શાંત, શાંત, સ્મશાનશાંતિ.
પૂતળાં શા હતા વૃદ્ધજનો.
એવે...... ઊઠ્યો...... વિકર્ણ...
ધૃતરાષ્ટ્રની વૈશ્યરાણીનો પુત્ર
બ્રાહ્મણ શાં જ્ઞાન હતાં
ને હતાં ક્ષાત્ર શૌર્ય.
એનાં વેણુએ જાણે
સભાના ડગમગ્યા દિક્પાળ
ને આસનો ધ્રૂજ્યાં ડોલી.
" ધર્મ શૌર્ય ને વિચારવંતાઓ !
અધર્મ મૂકે છે અવધ આજ
ન્યાયની માંડો તુલા
ને શાસ્ત્રાર્થે તોળો ન્યાય,
પ્રશ્ન છે પાંડવ મહારાણીનોઃ
કોણ હાર્યું ને કોણ જીત્યું ? "

અને વીતી અબોલ પળ
વિકર્ણવેણલાની કરતી પ્રતીક્ષા.
" સભાજનો ! રાજયુધિષ્ઠિર હાર્યા

ગુલામીખતે દેહ ને ઇન્દ્રપ્રસ્થરાજ.
હારેલાને શા છે અધિકાર
અન્યને હોડે મૂકવાના ?"

અ ધાગ અર્જુને ઝબકે જેમ
તેજવંતો વીજ–ઝબકાર
ને પંથભૂલ્યા પથિકને
આગિયાનાં જેમ સાંપડે નિશાન,
એમ આનંદી સારીયે સભા;
પણ પછી બની વિહ્વળ
કર્ણના બોલે બોલેઃ
"વિકર્ણ ! ન કર અવજ્ઞા
કટાયેલ થઇ જ્યેષ્ઠ ભ્રાત દુર્યોધન પરિપકવ
વિચારણાની.
ધર્મ–અધર્મના ભેદ
દુષ્કર છે તુજ બાળબુદ્ધિએ જાણવા !"

અને એ કર્ણ–વેણે
ઉત્તેજન લાધ્યું દુઃશાસનને,
ને ખેંચ્યું એણે......
એકાકી પાંચાલીનું ચીર;
એને માંડ બાળતીએ
નિનવણાં માંડ્યાં......
પતિઓને કીધું અર્પે સહાય

વૃદ્ધજનો પ્રણામો વિનવ્યા
કે લાજ રાખે કૌરવકુલવધૂની.

એ દૃશ્ય ચલચિત્ર શું નિહાળતી'તી
દ્વારામતીના રાજમહાલયેથી રુક્મિણી
યોગેશ્વર કૃષ્ણે કર્યા યોગસંયમે.
" નાથ ! સર્વજ્ઞ શા છો,
શું કૃષ્ણાની નહિ કરે સહાય કૃષ્ણ ? "

એ અનિશ્ચિત રુક્મિણીવેણના
હાસ્યે દીધા દ્વારિકેશે પ્રત્યુત્તરઃ
" દેવી ! પેખો... પેખો... સભામંડપે
કૃષ્ણા યાચે છે પતિદેવોને
ને સભાજનોને હજી ! "

અને રુક્મિણીનેત્રે દીઠયાં દૃશ્ય.
" શું યાચના અધૂરી હતી ? "

અને પાંચાલીએ અનુભવી
હૃદયની પૂર્ણ નિરાશા.
પછી અબળાને સાંભર્યો 'निर्बलके बल राम'
ને પરબ્રહ્મની એકનિષ્ઠ ભાવના
સ્થાપી યોગયોગેશ્વર કૃષ્ણ-મૂર્તિએ.

કરબળે ઝાલ્યો સાળુડો તજ્યો
ને અસહાય નારીએ યાચી સહાય
ભાંગ્યાના ભેરુ ભગવાનની.
" કૃષ્ણ... કૃષ્ણ... કૃષ્ણ...
કીધી મને તેં કૃષ્ણા,
આજ એ કૃષ્ણા તારી
બૂડે છે કૌરવપાપસાગરે,
શું ભ્રાત નહિ કરે બહેનીની વહાર ! "

અસહ્ય થયું દૃશ્ય
સંયમે નિહાળતી રાજરાજેશ્વરી રુક્મિણીને,
સારુંયે વિશ્વ ધુમ્મણિયા લેતું ભાસ્યું.
" નાથ ! બેહદની હદ થાય છે ! "
" દેવી ! હદ થઈને
હદ આવી છે હવે એની.
ઓગળ્યો છે દ્રૌપદીનો અહંકાર
હુંકાર કરીકરીને.
બહુયે યાચી સહાય,
પતિઓ ને આપ્તજનોની ! "
" નાથ ! પણ હવે સ્મર્યાને પરિગ્રહ
એકનિષ્ઠ કરી આપે ભાવના ? "

અને મલકયા કૃષ્ણ મલકામણે

સાગયે સભામંડપે
અવળોકતા દુર્યોધનકૃત્ય
ને પ્રસર્યો ભયંકર કળકળાટ
દ્રૌપદીચીર ખેંચી ખેંચી થાકયા દુઃશાસને
સાળુડાના ઢગે ઢૂંપાઇ
શરમામણે લીધા આસન.
ને એ ટાણે……
પ્રતિજ્ઞા કરી સભામંડપ મધ્યે
ગદાધારી ભીમકર્માએ ઊછળીને:
" સભાજનો……!
જો હઇશ હું ક્ષાત્રબીજ
તો દુઃશાસનના રુધિરે શમાવી મુજ વૈરાગ્નિ
પાચાલીનો કરીશ વેણીસંહાર. "

ભીમ ગદાધારી વેણે
ત્રાહિ ત્રાહિ કમ્પ્યું કૌરવવૃંદ
ને સારીયે સભાનું મનકું
લજ્યું ઢજ્યું પાડવતરફેણે
એવે સુણાયા દ્રૌપદીવેણ
વસ્ત્ર પૂરી પુનઃ પધાર્યા
કૃષ્ણસાન્નિધ્યે વિરાજી રુકિમણીને
" નાથ ! લાજ રાખી ! "

એ પરિપ્રશ્નની સૃષ્ટિએ
ભારતવર્ષે હસ્તિનાપુરે પેખ્યું
દ્વારિકાએથી રુક્મિણીએ દશ્ય.

સત્યના કીર્તિસ્તંભ શી
અસત્યના વાતાવરણે ઊભી'તી દ્રૌપદી.
" પૂજ્ય જનો ! પરિપ્રશ્ને પૂરી છે લાજ.
ક્ષમા કરજો
ઓ સંસારના આપ્તજનો !
કે પ્રવેશી જોવે સભામધ્યે
વિદ્‌વત્ક્ષ બનીને ભૂલી પ્રણામતાં.
પણ ન દેશો દોષ મુને,
દુઃશાસનખેંચી હું હતી અસ્તવ્યસ્ત !"

એ દ્રૌપદીવેણુમાંના
પિતામહે દીધા પ્રત્યુત્તરઃ
" બેટા ! નથી દોષ લાધ્યો તુને
ભારતવર્ષે અધર્મપ્રસર્યા વાતાવરણે,
ભૂલ્યા ભીંત અમ અધર્મઘેર્યા !"

એ પિતામહવેણુમાં પછી
સર્યાં વેણ અંધ રાજન ધૃતરાષ્ટ્રનાંઃ
" બેટા દ્રૌપદી ! અંધ ચક્ષુ મુજનાંએ

અજ્ઞાનના આવ્યા અંધારા,
ફરી એ ઊઘડ્યા તુજ સતીત્વવ્રતે.
હવે યાચ વરદાન, પુત્રી !"

અને પ્રણામી દ્રૌપદી
"પૂજનીય ! યાચું છું એક વર
દાસત્વેથી મુજ પતિ યુધિષ્ઠિરરાજની મુક્તિ !"
"અસ્તુ......... બેટા !"

એ ધૃતરાષ્ટ્રવેણે ઊઘડી ચક સભામંડપની
ને પ્રવેશી મહારાણી ગાંધારી
અંધ પતિના અંધત્વના
ઐક્યે પાળતી તી.........
નેત્રોએ બાંધી પાટા;
આર્ય નારીની એ હતી મહત્તા
સારુંયે સભાજનવૃંદ પ્રણમ્યું
ને છેડો પાથર્યો પાંચાલીએ
"પુત્રવધૂ ! સૌભાગ્યવતી ભવ !
પૂજાની એકાગ્રતાએ પરવારી એવે
દુષ્ટ કર્મ દુર્યોધનના સુણ્યા
એ પુત્ર નથી મુજનો
પણ કુળબોળણહાર કુળાંગાર છે
વર માગ, બેટા !"

" માતાજી ! આપ અનુજ્ઞાએ યાચું છું
મુજ પતિ ભીમકર્મા ને અર્જુનને
સહદેવ-નિકુળની મુક્તિ
હાર્યા દ્યૂતના ગુલામીખતેથી ! "
" અસ્તુ, બેટા...! "

-

એ દશ્ય દ્વારિકાએથી નિહાળતી
રાણી રુક્મિણી નયણેથી સર્યાં
ભર્યાં ભર્યાં હર્ષાશ્રુ !
" મહારાજ ! શા છે ખેલ આ ?
ધર્મ પ્રવર્તે છે કે અધર્મ
અંધ રાજ ધૃતરાષ્ટ્ર હૈયે ? "

-

એ વેણુએ હસ્યા દ્વારિકેશઃ
" દેવી ! ધૃતરાષ્ટ્રનાં પ્રજ્ઞાનચક્ષુ આડાં
પુત્ર-પ્રેમના સંસાર-લગવાડનાં
ઢળ્યાં છે ઘોર પડળ !
ખૂંચે છે એવે હીસે છે એને
ને તરે છે જ્ઞાનસાગરે ? "
" પ્રભો ! મહારાણી ગાંધારી ? "
" દેવી ! પતિવ્રતા નારીનો છે જયસ્તંભ
ને એની પ્રેરણાએ અવલંબી છે

આજ લગી પાંડવ–કૌરવ ગ્રંથિ,
તૂટે તૂટે પણ માંડ બાંધી !"

અને વાતા સમીરે ઊડી
ઉષાની નવરંગ ઓઢણી,
ઝબકયાં રાજરાજેશ્વરી—
'શું પ્રભાત કે મધ્યાહ્ન ?'

એ રુક્મિણીની મનઃસમસ્યાના
મલકી દીધા દ્વારિકેશે પ્રત્યુત્તર.
"દેવી ! પૌત્રવધૂ ઉષા પધાની
શા શા સંદેશડા લાવી ?"

અને પ્રવેશી ઉષા પ્રણામતી
વડ–શ્વસુર ને વડ–શ્વશ્રૂ રાણીને,
"જનકજી ! મુજ માતા સત્યભામાજી કહાવે છે
કે પીરસાણાં ભોજનિયાં ઠરે છે !"

રાજરાજેશ્વરી મલકયાં:
"બેટા ! અબઘડી પધારે છે મહારાજ !"

અને ડગ ભરતી ઉષાને
શું વાત્સલ્યે નિહાળી રહ્યાં ચાર નેત્રો ?

## ( ૧૦૨ )

## પાંડવવનવાસ–સમાચાર

ભારતવર્ષની પાયમાલીનાં
મંડાણાં મંડાયાં આર્ય પાટનગરે.

સત્ય–અસત્યની તુલાએ ઝૂલતા
અંધ રાજન ધૃતરાષ્ટ્રે પછી
પુત્ર દુર્યોધનના અનુરાગે
અર્ધ સમ્મતિ દીધી ન દીધી
ને ચંડાળચોકડીના ચણકોએ
ફરી દ્યૂતખેલને આમંત્ર્યા પાંડવ
પાળીને ધૃતરાષ્ટ્રઆજ્ઞા.
એ આજ્ઞા પિતાતુલ્ય પિતૃબાંધવની
સદાય શિરોમાન્ય હતી આજ્ઞાંકિત પાંડવોને.
સંસારના કુટુંબજીવનસુખની
હતી એ પરમ સત્ય સમસ્યા,
પણ ડગમગતી દુનિયા
અશાંતિને દેતી'તી આવાહન.
શું કર્મગ્રંથીએ સાધ્યાં પાપ–પુણ્ય ઉકેલની

રંગભૂમિ હશે સંસાર ?
અને ફરી હાર્યા પાંડવ દ્યૂતે,
મહેલવાસી વનવાસી બન્યા
નગરવટો સેવીને,
પહેરીને વલ્કલ વસ્ત્ર,
ને કામ્યક તપોવને
સંસારી કરતા'તા તપ
પર્ણકુટિ બાંધી વાસ કરતા'તા
ફળફૂલ લાવતા'તા સહદેવ–નકુળ
ને કાષ્ઠ લાવતા'તા ભીમકર્મા
દ્રૌપદી રાંધતા'તા અન્ન
ને યુધિષ્ઠિરરાજ જ્ઞાની
વિજ્ઞાન–પ્રજ્ઞાન પૂજતા'તા પરબ્રહ્મ
ને બાણાવળી અર્જુન
ગાંડીવને દેતા'તા તાલીમ
કે મહાભારત જીતે ભાવિનું

પણ ભાવિનું મહાભારત ઉતારણહાર કૃષ્ણ
મંત્રણા કરતા'તા વિચારણાખંડે
સાત્યકિ, કૃતવર્મા વગેરે
યદુ શૌર્ય વીરના સંગે

એ દ્વારિકાના રાજમહેલે

સમીર વાતા'તા સાગરના
ને વહેંતાં'તાં દ્વારિકેશ-વેણલાં.
" અક્રૂરજી ! શાં બાંધ્યાં છો મંતવ્ય
પાંડવ વનવાસ ગમનેથી ?"

એ કૃષ્ણ-પ્રશ્નાવલિ
વિચારણાએ ઘુમાવતી ભામી
પ્રત્યેક યદુશ્રેષ્ઠ વિશ્રાન્ત્યાને.
" અક્રૂરજી ! " દ્વારિકેશ વદ્યા ફરી,
મોંએ રેલાવી મલક મલકામણું:
" હસ્તિનાપુરના રાજ્યવિસ્તારવિકાસની
આજ આવી ભાસે છે મર્યાદા.
એક હાથે ન પડે તાળી
કે પાંડવવિહોણા કૌરવ
જીવંતા અને સાથે ભારતના ! "

એ વિચારણામાં
પ્રશ્નના જ્યાં કોઈ દે પ્રત્યુત્તર,
એવે પ્રવેશ્યા ઉગ્રસેન રાજન
ને આસનેથી ઊઠ્યા બેઠ'તા.
" કૃષ્ણ ! વસુદેવદૈવે પ્રસર્યો છે ઉદ્વેગ
કુંતી-પુત્ર પાંડવના વનગમને.
બેશ ! ભાળ કાઢી પાંડવની દે સાન્ત્વન

કુંતી

સૂચવી ભાવીના મારગડા."

એ ઉગ્રસેનરાજનવેણલે,
અક્રૂરજીએ પેખી ઓજસ્પ્રતિભા
શ્યામસુંદર ઘનશ્યામ મુખડે.
"રાજન્ ! કૃષ્ણજી છે સર્વજ્ઞ જાણણહાર
ને દોરવણહાર ભારતના
ને પાડવોના છે તારણહાર."

અક્રૂરજીવેણલાં ઝીલીને
વદ્યા યદુવૃદ્ધ રાજ ઉગ્રસેનઃ
"અક્રૂર ! સત્ય વદ્યો તું.
સત્યશોધનહાર છે કૃષ્ણ
અમ વૃદ્ધનાંયે મુકાવે છે મન !"
"પૂજનીય ! આપ દોરવણાં યદુવૃંદને
અમર કરશે ભારત-ઇતિહાસે.
સંચરું છું કાલની પ્રભાતે,
'કામ્યક'વને પાંડવમિલને
આપ મહાનુભાવની દઇશ આશિષ !"

એ કૃષ્ણ-વેણલે
અંતરિક્ષેથી હરખ્યું યોગીવૃંદ યોગલોકનું
'શું યોગયોગેશ્વર કૃષ્ણની આશિષ
કે વૃદ્ધ સંસારી ઉગ્રસેનની ?

( ૧૦૩ )

## કામ્યકવને પાંડવમિલન

અવનિએ પ્રસર્યા ઉષાના રંગ
ને અરુણસુવર્ણ રથ ઊડયો આભે.

પણ રથ શ્રીકૃષ્ણનો
પ્રભાતે વટાવી હસ્તિનાપુરસીમાંત
સરસ્વતી સરિતાના વહેણ–વળાંકે,
વાતા અનિલના અડપલાએ
તરંગ... મનતરંગ શો પ્રવેશ્યો
કામ્યક તપોવને
વન–ઉપવનની હતી જ્યાં ગ્રંથિ

ફૂલડાં ખીલ્યાં મકર દે કહેતાં'તાં
ગીચ વનઝાડીને બોલ
પવનલહરીના સ્પર્શે સ્પર્શે.
મહેકી રહ્યું'તું સારુયે તપોવન
લૂમતી-ઝૂમતી ડાળીએ ડાળીએ
લતા ડોલતી'તી ડગ-મગ-ડોલ.
પંખીડાં કરતાં'તાં કિલ્લોલ
મીઠા મધુરા કલરવે કોયલ બપૈયા
ગાઈ ગાઈ નિસર્ગનાં ગાન.
આનંદોન્મત્ત મયૂર-મયૂરી
હર્ષમગ્ન ટહૂકા કરતાં'તાં,
હરણાં નિર્ભય ફરતાં'તાં
ઋષિઓના વર્ચસ્વભર્યા કામ્યકવને.
રથજોડ્યા અશ્વોની હરણફાળે આનંદતા
એ નિહાળતા કૃષ્ણ વદ્યા સારથિને:
" દારુક ! પેલી દીઠી કે પર્ણકુટિની હાર ? "
" મહારાજ ! પાંડુપુત્રોના વનવાસે
સોહંતું ભાસે છે તપોવન ! "
અને પર્ણકુટિના નગરે
હતો એ વનવાસીનો મહેલ
ભોજનસમયનું હતું ટાણું,
રથ થભ્યો દ્વારિકેશનો.
" મહારાજ ! પધારો...પધારો...

કૃપા કરી વનમાયે લીધી ભાળ !"

દ્વારિકેશને પ્રથમ આવકાર્યાં
ભીમકર્માએ હેતે ભેટીને
પછી મળ્યું વનવાસી કુટુંબ
યુધિષ્ઠિર ને ચાર ભ્રાત પ્રીતે.
સુભદ્રાએ લીધાં ભ્રાતનાં ઓવારણાં
ને માતુનકંઠે વાત્સલ્યમાળ શો શોભ્યો
સુભદ્રાપુત્ર બાળ અભિમન્યુ
એવે પાંચાલી પધારે રાવણિયેથી.
" મધુસૂદન ! ભલી લીધી ભાળ
ભાભીઓના પ્રણયપાશેથી છૂટી !"
" કૃષ્ણા ! કેમ કટાક્ષે વદે છે ?"
" મધુસૂદન ! મુજ પગભર કીધો કૌરવોએ
ભરી સભાએ ખેંચો ચીર.
પાંચ પતિઓએ રહી પાંચાલી નિઃસહાય,
કૃષ્ણને તો શાની સાંભરી હોય કૃષ્ણા ?"
" કૃષ્ણા ! ખેદની દદે વદે છે;
પણ દુઃશાસનકર શ્રમિત થયાને
ખેંચી ખેંચી નવમો નવાણું ચીર ?"

સખીએ પાળ્યા સખ્યભાવ
ને મુખડાને બાગે ખોલ્યાં

મલકામણાંનાં મધુરા ફૂલ.
" મધુસૂદન ! સંસારના સત્યસૂદનોને
કેદી'ક મળશે કૃત્યબદલો ? "
" કૃષ્ણા ! જે દિ' ગાંડીવ કરશે ટંકાર
ને ભીમકર્માની પ્રતિજ્ઞા
પૂર્ણ કરશે બળવંતી ગદા ! "

વદી મલક્યા કૃષ્ણ
" સહદેવ જોષી ! પ્રશ્ન હજો
ને નક્ષત્ર–તારલિયાને પ્રશ્નો
કે તે સાચાં તો છે ને કૃષ્ણભાખ્યાં ? "
" મહારાજ ! સમુદ્રે પડે શોષ કે
હિમાદ્રિએ થાય ચોપટ ધરતી
તો વેણલાં યોગેશ્વર કૃષ્ણનાં
અફળ જાય યુગદ્વારે ! "

કૃષ્ણ હસ્યા સહદેવવેણુએ.
એવે અવસરે આમંત્ર્યા પર્ણકુટી મહારાણીએ
ને રાંધણ પર્ણકુટીની પરસાળે,
સોનલાના થાળે ભોજન આરોગતા
આજ જમતા હતા પતરાવળીએ.
એવે યુધિષ્ઠિર-સાન્નિધ્યેથી
બાળ અભિમન્યુએ પ્રશ્ન્યા કૃષ્ણમાતુલને:

" મામાજી ! તાત યુધિષ્ઠિરજીને દ્યૂતે ઠગાવ્યા
કપટી દુષ્ટ શકુનિએ,
મેં સુણ્યા સમાચાર
ને ધનુષ્ય ધર્યું ને ચડાવ્યું બાણ
કે કૌરવોને રોળું ક્ષણે,
પણ માતાજીએ અવરોધ્યો ! "

પીરસતી સુભદ્રાના પ્રસન્ન મુખડે પાથાં
પ્રતિબિંબ અભિમન્યુના કરાણા મોનાં.
એ નિહાળી વદ્યા કૃષ્ણ મરકતાઃ
" બેટા ! બાળ છો હજી
પણ ભાવિએ તોડવાના છે તારે
સંસારચક્રે કૌરવચક્રોને ! "

એ કૃષ્ણવેણે
યુધિષ્ઠિરે દીધા વાત્સલ્યે ચાંપે
બાળ અભિમન્યુને મલકીને
ને શાંત સત્યવકના મુખડેથી
પછી સર્યાં કૃષ્ણ–કૃતજ્ઞ વેણઃ
" મહારાજ ! આપ અનુગ્રાએ
ઉપકૃત છે પાંડુપુત્રો.
કૃષ્ણ ! ભુલાવ્યો ભાવિએ મુજને
તે દ્યૂતે હરાવી ખોયું ઇન્દ્રપ્રસ્થરાજ

" યુધિષ્ઠિરજી ! ખોયું છે ઇન્દ્રપ્રસ્થરાજ
ભારત ને બૃહદ ભારતનુ મેળવવા સામ્રાજ્ય.
ભાવિએ ભુલાવી પેખો છો,
પણ પારખો છો ભાવિની ઉજ્જ્વલ સમસ્યા ? "

ο ο ο ο

શ્રીકૃષ્ણે દીધાં સાન્ત્વન
વનવાસી સંગે વસી પ્રીતે
ને સુભદ્રા ને અભિમન્યુ સંગે વિરમ્યા કૃષ્ણ
રથે દ્વારિકાગમનપ્રતીક્ષાએ.
" યુધિષ્ઠિરરાજ ! પાઠવતા રહેજો સમાચાર
સદાય તમ ક્ષેમકુશળતાના ! "

અબોલ રહ્યા ધર્મરાજ
લાગણી ભર્યા અર્ધ્યા છલકતા.
" કૃષ્ણ ! પાઠવજો સુખસમાચાર ! "

એ કૃષ્ણવેણુએ ફરકયું મલકામણું
પાંચાલીના પંચતત્ત્વી દેહ મુખડે,
" મધુસૂદન ! સુખ જોવાનાં છે આપને,
ભક્તને પડી છે કે ભગવાનને ? "

ο ο ο ο

અને......?
રથ કરતો'તો દ્વારિકાગમન.

( ૧૦૪ )

## દ્વારિકાએ શ્રીકૃષ્ણ

ભારતનું ભાવિ
સર્જનઘટનામાં હતું અનિશ્ચિત,

પાટનગર હસ્તિનાપુરે
અવલંબતું'તું દેશનું ભાવિ.
પણ અવળા પડ્યા કુમ પે ભાગમાં.

એળે ગયો ગજસ્થપત પાંડવોનો
જયધ્વજ દાંડીએથી ઊતર્યો
પાંડવોના જૂગટાએ થયા પરાજય.

કામ્યક વને મળી પાંડવોને
દ્વારિકેશ પધાર્યા શ્રીકૃષ્ણ
ન દ્વૈતવને સ્થાનાંતર કર્યું પાંડવોએ
વનશ્રમણોએ વિતાવ્યા
નિશ્ચિન્ત કર્યો વનવાસનો કાળ.

અને શ્રીકૃષ્ણે દ્વારિકાએ
દ્વૈત-અદ્વૈતનાં જ્ઞાન અર્થે
વેદ-ઉપનિષદોના માંડ્યા અભ્યાસ.

શું સર્વજ્ઞતાના યોગયોગેશ્વરે
માંડ્યા અભ્યાસ ?

દ્વારિકેશે કહ્યું બાળવયેથી વધના અભિમન્યુને:
" કિશોર ! આજના પ્રભાતેથી
વર્ષ એકનાં વહાણાં લગી
છૂપા વેશે છાના વસી
સેવશે પાંડવો છાના વાસ ! "

એ વેણુલે
ધનુષ્ય પ્રત્યચાથી ખેંચ્યું ઉતારી બાણ
અભિમન્યુ વદ્યો વેણ:
" મામાજી ! ક્યાં સેવશે છૂપા વાસ ? "
" કિશોર ભાણ ! વિરાટ આ વિશ્વ
કો' વિરાટનગરે વસશે ! "
ઓ પ્રજ્ઞા ! કેટકેટલાએ પારખી હશે
પાંડવવાસની છૂપી સમસ્યા ?

અને વિરાટનગરે... ?

## ( ૧૦૫ )

## વિરાટનગરે છૂપા વેશે પાંડવો

શિલ્પની વિરાટ સમૃદ્ધિએ
પાથર્યું 'તું વિરાટ નગર
ઊંચાં ઊંચાં ભવનના મિનારા
આભપરિંદાએ કરતા'તા વાતઃ

એવે રાજ્યસભામંડપે
જાસૂસે કીધી વિરાટરાજનને વાત
" મહારાજ ! દક્ષિણી ગૌશાળાએ
હલ્લા ઊમટયા છે સુશર્મા રાજનના
ને ગૌધન હર્યું છે ગૌશાળાનું ! "

એ જાસૂસવેણલે
રાજવીધર્મના ન્યાયે ન્યાયે
આસને તજ્યું વિરાટરાજને
વહાર કરી વાળવા ગૌધન.
" શૌર્યવંતાઓ ! સજ્જ કરો હથિયાર
વિપત્તિની પળ છે આજ ! "

અને રાજવીહાકલે
નરબંકા શૌર્યે ડોલ્યા
ને ધાયા ગૌધનવહારે.
પછી વિરાટ રાજ સીમાંતના પાદરે

ધૂમ મચ્યું ઘોર યુદ્ધ
ને ઉદ્વેગભર્યા વિરાટરાજ
અકેલા ધાયા સૈન્યસંરક્ષણ તજી
એવા જકડાયા સુશર્માને પંજે!

શું વિરાટવિજયધ્વજ પરાજયે ઊતર્યો!
અને કંક બલ્લવ યોદ્ધાએ
ગ્રંથિક ને અરિષ્ટનેમિ સંગે
અર્જુન બળે કીધો હલ્લો
ને છોડાવ્યો વિરાટરાજન.
પછી સકંજે ઝપટ્યો સુશર્માને
ને દીધી પરાસ્તતા પૂરી.

° ° ° °

એવે વિરાટનગરે ?
જાસૂસે દીધા સમાચાર
અંતઃપુરે યુવરાજ ઉત્તરકુમારને
" યુવરાજજી ! ઉત્તર વિરાટ ગૌશાળા
બળવતી કૌરવસેનાનો
અતુલ હુમલો માંડ ખાળે છે,
ગઢ તૂટશે ઘડી બે ઘડીમાં ! "

એ જાસૂસવેણે
દૈવે ડગમગ્યા ઉત્તર યુવરાજ
વિરાટનગરની ઘવાતી પ્રતિષ્ઠાએ,

પણ શૌર્યસામનાના અભાવે
બીરુનું હલમલ્યું હૈયું.
તોયે બાહ્ય દાખવવા
શૌર્યનાં કર્યાં વેણ:
" જાસૂમ ! લગીરે નથી મુજને ક્ષોભ
કે સારીયે સેના પાટનગરે નથી;
પણ કમભાગ્ય છે
કે સારથિવિહોણો છું હું એકલો;
કોણ હાંકે મુજનો રથ ? "

એ વદી વેણ
ગજગજ પ્રફુલ્લાવી છાતી
ઉત્તરકુમારે અંતઃપુરલલના દશ્યે.
" શા ભાર કૌરવોના છે !
ભીષ્મ-દ્રોણાદિને રણે રોળું ! "

એ ઉત્તરકુમારવેણલાં
રમણીઓના વૃંદે પ્રસર્યાં,
એવે આવી સૈરન્ધ્રી
કુમારી ઉત્તરાની પાસ:
" રાજદુલારી ! વિપત્તિ પેખી વિરાટ રાજાજીએ
ક્ષમા કરજો જો દઉં સૂચના
પણ આપ બૃહન્નલા એ
પાંડવોની હતી શિષ્યા

ને હાકયોં'તો સારથિ બનીને
પાર્થનો અનેક વિજયે રથ ! "

એ સૈરન્ધ્રીવેણુલા ઝીલી
ઉત્તરકુમારને સંબોધ્યો ઉત્તરાએ:
" ભ્રાત ! બૃહન્નલા હાંકશે આપ રથ
અવશ્ય મુજ પાર્થના સુણીને ! "

અને એ વાર્તાલાપે
સૈરન્ધ્રીની સંજ્ઞા ઝીલી બૃહન્નલાએ:
" યુવરાજ ! અલ્પ વિદ્યા સારથિની
હાથ છે હું અદનાને
એ છે મુજની સહ-કલા
પણ નૃત્ય ને ગાન કે
વાજિંત્રની ભણાવવી લલિત કલાઓ
છે મુજનું પ્રાપ્ત કર્તવ્ય ! "

બૃહન્નલાવેણુલે
ઉત્તરે વેર્યું પ્રતિભાભર્યું હાસ્ય
પ્રસન્નવત્ લવનાવૃદે·
" બૃહન્નલા ! અલ્પ તુજનું સારથિજ્ઞાન
પૂર્ણ છે મુજના શૌર્યે,
અરિ હણીશ હું શૌર્યે,
તું હાંકજે કુશળતાથી રથ ! "

અને સજ્યાં ઉત્તરકુમારે આયુધ
શોભ્યો જાણે કિશોર ભાણ,
ને હારવ-દહાના ઊડયા ફુવારા
અંતઃપુરની લલનાને મુખડે
અબુધ બૃહન્નલાને કવચ મહતી નિહાળી.
પણ જેવે રથે બેસી
અશ્વોની ગ્રહી રાસ,
એવે ઉત્તરાકુમારીએ પારખ્યા પ્રભાવ
ને કર્યાં વેણલાં મલકી.
" બૃહન્નલા ! સંગ્રામ જીતીને
અમ ઢીંગલી કાજ લાવજે વાઘા
ભીષ્મ-દ્રોણાદિ કૌરવ યોદ્ધાનાં વસ્ત્રના ! "
" રાજદુલારી ! જીતશે જો યુવરાજ ઉત્તર
તો લાવીશ અવશ્ય ઉતારીને
જીતનાં સ્મારક વસ્ત્રો ! "

અને ફર્યા રથનાં ચક્રો
શૌર્યચક્ર જાણે અરિને રોળવા.
ને એમ એમ
એકત્ર ઉત્તરકુમારના ધૈર્ય
અવલંબી રહ્યા નગર નર-નારી ઉત્સાહે.
પછી ફૂકયાં નિહાળીને
કૌરવ-સૈન્યના ઊમટયા સાગર

ને સમીપ આવ્યા દૃશ્યે
રજના નિહાળ્યા ઊડતા વ ટોળ
આચ્છાદન કરતા ઉત્તરકુમારની દૃષ્ટિ
પછી ગાત્ર થયા શિથિલ
ને બ્રુહન્નરીએ સર્યાં વેણુલાંઃ
" બૃહન્નના ! પુનઃ વાળ રથ નગર પ્રતિ
પાજ બાંધ્યે ન ખળાય સાગર,
સૈન્ય સારુંયે છે પિતા સંગાથે,
એકેલા ન થાય વિરાટ સૈન્યના સામના ! "

એ વેણુલે સારથિ બૃહન્નલાએ
ક્રોધરક્ત મુખ રથે ફેરવ્યુંઃ
" યુવરાજ ! પાર્થ ધનુર્ધર લાજે
જો બૃહન્નલા સારથિ હાંકયો રથ
પરાજિત પેખી નગર પ્રવેશે ! "
" બૃહન્નલા ! ગર્વ ને મૂકું છું માન ! "

અને એ વેણુલે
રથે ફેંકી ધનુષ્યસહિત બાણ
ઠેક દઈ નાઠો ઉત્તર.
" ઉત્તર...ઉત્તર...કુમાર...! "

અને પૂઠે ધાયો બૃહન્નલારૂપ અર્જુન.
એ દૃશ્ય નિહાળ્યું કૌરવસૈન્યે.
' ભારમથી ઢાંકયા અગ્નિ શો

કોણ વેશઢાંકયો છે ?'

એ સમસ્યા પ્રસરાવી
દૃષ્ટિએ હૈયેહૈયાને
ને પળે બૃહન્નલાએ
ઉત્તરકુમારને ઝાલ્યો કેશેથી.
" રાજપુત્ર ! શૂરાનો જાણે ધર્મ
ક્ષત્રિય ન નાસે રણસંગ્રામેથી ! "

અને કંપે જેમ મૃગબાળ
એમ કંપારીએ વદ્યો ઉત્તરકુમાર:
" બૃહન્નલા ! કૌરવ સૈન્યની શૌર્યભરી આંધીએ
હું તણખલાના શા છે ભાર ?
જીવંત નર ભદ્રા પામશે
રથ વાળી કલ્યાણ......
સુવર્ણમહોરે ભરીશ તુજ ગૃહ ! "

એ ઉત્તરકુમારવેણલે
બૃહન્નલાનેત્રે ઝર્યો અગ્નિ.
" કુમાર ! હું જીતીશ કૌરવને ! "

અને ભયપીડિત ઉત્તરને
સત્તાબળે બેસાડયો રથે.

એ દૃશ્ય નિહાળી

ગુરુ દ્રોણે પારખ્યો નિજ પ્રિય શિષ્ય.
" ભીષ્મ ! પેખો પાર્થને,
છામડે ઢાકયો તોય સૂર્ય ! "
" આચાર્ય ! મુજ વૃદ્ધ નેત્રે ન પારખ્યો ! "
" ભીષ્મ ! પારખશો ધનંજયને
ગાંડીવેથી જ્યારે છૂટશે બાણ ! "

અને એ વૃદ્ધે
વાત્સલ્યના વેર્યાં હાસ્ય
એ દૂરદૃષ્ટિથી નિહાળ્યાં પાર્થે
શમીવૃક્ષ સમીપ જેવે
પૂગ્યો ઉત્તરહાંકયો રથ
" ઉત્તરકુમાર ! શમીવૃક્ષબખોલેથી
ઉતારો અર્જુનનું ગાંડીવ ! "
" અર્જુન ! " એ નામોચ્ચારે
વિસ્મયસાગર મઝધાર ડોલ્યો ઉત્તર
" રાજપુત્ર ! પાંડવોએ સેવ્યા વનવાસનું
છૂપું વર્ષ તેરમું છે
ને સૌના છુપાવ્યાં અસ્ત્ર-શસ્ત્રોની
મુજને લાધી છે જાણ
ઉતારો ધનુષ્ય, રાજપુત્ર !
અક્ષયભાથા સંગાથે. "

એ પાર્થવેણુએ

પરાધીનતા ને વાણીજેમના વર્ચસ્વે
શમીવૃક્ષે ચડ્યો યુવરાજ
ને રોમાંચિત થયો ભયથી ઉદ્વિગ્ન ઉત્તર
નિહાળી પાંડવ અસ્ત્રશસ્ત્રો
ને ગાંડીવદશ્યે અંજાઈ આંખ.
" ઉત્તર ! ઉતારો હનુમંતનિશાનધ્વજ
દશ્યે શત્રુનાં હરાશે જોમ ! "

પ્રદક્ષિણા કરી શમીવૃક્ષની
પાર્થે ધર્યું ગાંડીવ,
ને કર્યો ગાંડીવધન્વાએ ટંકાર.
જાણે ધરતી ધ્રૂજી
ડગમગ્યા દશેય દિક્‌પાલ
આભે વિખરાયાં વાદળ.
એમ ગાંડીવટંકારે હેબત પામી
વીખરાણું ભાસ્યું કૌરવસૈન્ય.

એ દશ્યે ફરક્યું હાસ્ય,
પાર્થના દીર્ઘદર્શી ગુરુ દ્રોણાચાર્ય મુખડે.
" દુર્યોધન ! યોદ્ધાઓ થાય છે વિવર્ણ
ગાંડીવ પ્રત્યંચાના ટંકારે ! "

એ વેણુલે કર્ણરાજ
કટાક્ષ કરતા આવ્યા સમીપ
" આચાર્યજી ! બહુ ભાસે છે આપ હૈયે
પ્રિય શિષ્ય અર્જુનનો પક્ષપાત,
કૌરવ અન્ન-રજ શું જીહ્વાએથીયે ભૂ સાણી ? "
કર્ણવેણુલે ગમ ખાધી ગુરુએ
" કર્ણ ! ભયગ્રસ્ત બન્યું છે સૈન્ય
એની દીધી પ્રતીતિ
શું અવળાવેણ સુણવાને ? "

માહોમાહેના વાગ્યુદ્ધ
શું રિપુથી પમાડશે પરાજય ?

એ જાણી ઝીલ્યા કૃપાચાર્યે
ને કર્ણને કહ્યા વેણુલા
નિવારણ કરતા દ્રોણ ક્રોધના
" કર્ણ ! પાર્થના છે પરમ પરાક્રમ
મહાદેવ સંગે કીધું યુદ્ધ
ને પ્રાપ્યું અસ્ત્ર
કઇ વિમાસણાએ પડયું તું તુજ શૌર્ય
જેવે ગાંધર્વરાજ ચિત્રસેને
દુર્યોધન સંગ તમને કીધા કેદ,
ને છોડાવ્યા ભર્યા ભર્યા શૌર્યે

અર્જુને કરીને સહાયતા ? "

પ્રસરી નીરવ શાંતિ.
એને તોડી
સુસવાટા કરતા ગાંડીવબાણે
પામી એ... પારખી એ
કુસુંપનાં કીધાં દુર્યોધને નિવારણાં:
" શૌર્યવંતાઓ ! અસ્ત્ર-શસ્ત્ર ધરો,
ન લજાવો હસ્તિનાપુરની લાજ
વાગ્...વેણુના કુસંપે પ્રસરી.
સમગ્ર લાગશો,
નહિ લાજે એકાકી કોઈ ! "

એ વેણુસે
ભીષ્મે ભરી અગ્ર ડગ
વ્યૂહરચનાનાં દીધાં દોરવણાં
શું ભીષ્મ યુદ્ધે ચડયા ?
પણ પ્રથમ યુદ્ધનાં માન
ભીષ્મે દીધાં આચાર્યને
અને હતું એ ગુરુશિષ્યનું યુદ્ધ.
" ઉત્તરકુમાર ! ગુરુદેવ પધાર્યા છે
ગાંડીવ પ્રણામશે છોડીને બાણ ! "

અને સૂસવાટ કરતાં બે બાણે

ગુરુપદધૂલિની લીધી રજ.
ઊંચકયા એ દ્રોણાચાર્યે બાણ
આશિષનાં આશિષતા શિષ્યને:
" પાર્થ ! ગુરુથી સવાયો થા ! "

આશિષ-વેણુનાં પછી
સુસવાટા કરતાં અન્ય બે બાણે
ગુરુકર્ણે કીધી કંઈ વાત;
પછી ઢાંકયું બાણવર્ષાએ રણમેદાન.
એવે દ્રોણાચાર્ય આજ્ઞા લઈ
કૃપાચાર્ય યુદ્ધે ચડયા
ને મચ્યું ઘોર યુદ્ધ.
પાર્થે કીધા કૃપાચાર્યને વિરથ,
ને ધરતીએ ડગમગતા ઢળતાને
પરિચારકવૃંદે ખસેડયા છાવણીએ.

પછી પધાર્યા ગુરુ દ્રોણ
મલક મલક મલકતા મુખડે:
" પાર્થ ! ગુરુ જીતશે કે શિષ્ય ? "
" ગુરુદેવ ! શિષ્યની જીતે ગુરુને
પરમ જીત ગુરુ-વિદ્યાની છે ! "

અને મંડાણા ઘોર યુદ્ધે

હારતા ભાસ્યા દ્રોણાચાર્ય.
શું ગુરુસવાયો શિષ્ય નીવડયો ?

અને ગુરુપુત્ર અશ્વત્થામા આવ્યા
પિતાની વહારે આવી પુત્રજ્યોત
ને કીધી એણે બાણવર્ષા,
પણ કટાણાનો વર્ષો જેમ ખૂટે મેઘ
એમ ખૂટયાં અશ્વત્થામાનાં બાણ.
પછી બાણાવળી અર્જુન સંગે
*કર્ણ બાણાવળીએ બીડી બાથ.*
" પાર્થ ! સાવધાન ! "
" કર્ણ ! અસત્યનાં અસાવધતાનાં ફળ
સંસારે છે તારે લેવાનાં.
સભામધ્યે કીધા પંચાલીના પરાભવ,
હવે રણસગ્રમે છે કર્ણના પરાભવ ! "
" પાર્થ ! અતિક્રમણ પાપ છે શૌર્યનું ! "

અને કર્ણે ફેંકયા
બાણના ભયંકર સમુદાય,
એને ખાળ્યા ધનંજયે.
એ ઘોર સંગ્રામની પળ
વિકરાળ ભાસી ઉત્તરકુમારને.
" બૃહન્નલા ! નેત્રે આવે છે અંધારાં

કર્ણની બાણવર્ષાની આંધીએ !"
" ઉત્તર ! હમણાં વિખેરુ છું આંધી !"

અને ધનંજયે
કર્ણે ખેંચી ગાંડીવપ્રત્યંચા
પછી હણ્યા કર્ણઅશ્વ,
ને સારથિને ઢાળી ધરતીએ
એમાકળો કર્ણને કીધો
ને છાતીએ મારીને તીક્ષ્ણ બાણ
બેભાન કીધો રાધાપુત્રને.
કારમી એ વેદના સહતો
પછી કર્ણ નાઠો ઉત્તર દિશાએ
ને ઉત્તરકુમારે સુણી જયઘોષણાઃ
" યુવરાજ ! હાંકો રથને પણે
પિતામહ જ્યાં ઘૂમે છે રણે
એવ આપે પૌત્રના બાણપ્રસાદ !"

અને બલિરાજા ને ઇન્દ્ર શું યુદ્ધ
ઘોર મચ્યું ભીષ્મ ને અર્જુનનું.
મેઘ શી પિતામહની બાણવર્ષા
પહાડ બની ગ્રહણ કરતો'તો પાર્થ;
ને એમ એમ પછી
ભ્રમણ કરતા અગ્નિચક્ર શા

ગાંડીવે બદલ્યા રંગ
ને છૂટયાં તેજસ બાણ.
કપાયું ગંગાપુત્રનું ધનુષ્ય
ને વીંધ્યો પિતામહનો
સિંહ સમો રથીનો સિંહબાળે,
ડગમગ્યા મહાબાહુ ભીષ્મ
રથ અગ્રભાગના લેતા થંભવિશ્રામ.
એ નિહાળ્યું સારથિએ,
ને હાંકયો સંગ્રામેથી રથ
રક્ષા કરવા રક્ષારહિત પિતામહની.

" દુર્યોધન ! લાજે છે યુવરાજપદ,
ક્ષાત્રબીજ ન ભરે પાછાં ડગ ! "

પણ દ્યૂતે જીતનારને
સંગ્રામે પરાજય ભાસ્યો.
રક્ષકનાયે હતા અભાવ
ને એકલા નાઠા હસ્તિનાપુરયુવરાજ.
પછી એના પાદ પૃથ્વીએ જડયા
પાર્થે મારી ગાંડીવેથી બાણ
ને મંડાણાં કારમાં યુદ્ધ.
સારાયે કૌરવ-સૈન્યે ઘેર્યો પાર્થ
ને કીધી અસ્ત્રશસ્ત્રવર્ષા,
એનાં કીધાં ગાંડીવે નિવારણ.
પછી પાર્થે કીધો શંખનાદ
ઘોષણાએ ધરતી ધણધણી.
પછી ખેંચી ગાંડીવની પ્રત્યંચા
પાર્થે વછોડયાં સંમોહનાસ્ત્ર બાણ
ને મોહિત વ્યથાયુક્ત બની
ધરતીએ ઢળ્યું સંજ્ઞારહિત કૌરવ સૈન્ય.

અપરણ્યનાં જાણે પોઢયાં વસ્ત્રો
એનો કીધો ધનંજયે દૃષ્ટિપાત.
" ઉત્તરકુમાર ! મુજ શિષ્યા ઉત્તરાએ

દીંગલીકાજ માગ્યા છે વાઘા.
પધારો ને આણો ઉપવસ્ત્ર
જ્યાં લગી મોહિત છે મહારથીઓ,
પણ ગુરુદેવ ને પિતામહ
પર છે મોહાસ્ત્રથી !"
અને રાશ મૂકી રથેથી ઊતરી
પાર્થને પ્રશ્ન્યા ઉત્તરકુમારે:
"ગુરુદેવ ને પિતામહને
પર કહો છો સંમોહનાસ્ત્રેથી,
પણ પોઢયા તો છે ધરતીએ ?"

અને ફરકયું અર્જુનમુખે હાસ્ય.
"ઉત્તરકુમાર ! શિષ્યની વધારવા પ્રતિભા
પોઢયા છે ગુરુદેવ દ્રોણાચાર્ય,
ને પૌત્રનાં વધારે છે ગૌરવ
ગાંડીવની પત રાખવા પિતામહ.
પણ વિલંબ ન કરો, યુવરાજ !"

અને લીધા ઉત્તરે
રંગબેરંગી મહારથીના વાઘા
બહેની ઉત્તરાના રમણને કાજ.
"ઉત્તરકુમાર ! હવે બનીશ હું સારથિ
વાળિયો કરી વાળવી છે ધેનુ !"

અને સારથિ અર્જુને
રથના લઇ ઘુમણિયાં
દેવદત્ત શંખે કર્યો ' વાંભ ' ધ્વનિ,
ને વાળ્યુ વિરાટનગર દીમણું
કૌરવહયું ઘેનુનું ધણ.

o o o

અને...?
વિરાટનગરે પ્રસર્યો આનંદ
કે યુવરાજ ઉત્તરે વાળ્યુ ગોધન
અડગ કૌરવ મહારથી કનેથી,
ને મગરૂર થયા વિરાટજન
પુત્રના પરમ શૌર્યે.
પણ પિતાને કીધી પુત્રે
સત્યની સંક્ષેપે વાત:
" પિતાજી ! બૃહન્નલાના શ્રેષ્ઠ એ
અનેક મહારથી જીત્યા ! "

અને એકાંતખંડે
રાજા ને યુવરાજ કરતા'તા વાર્તાલાપ
એવે પ્રવેશ્યો આપ્ત અનુચરઃ
" રાજન્ ! વિસ્મય ને વિમાસણાએ
ડોલી છે સારી સભા
પાંચ પાંડવોના પ્રત્યક્ષ દર્શને ! "

" અનુચરશ્રેષ્ઠ ! શું વદો છો ? "
" પ્રભો ! આપ રાંધણાધ્યક્ષ ' બલ્લવ '
છે ગદાધારી ભીમકર્મા
એણે હણ્યા બળિયા કીચકને,
ને બૃહન્નલા ગાંડીવધારી પાર્થ છે,
અશ્વશાળાના ચાબૂકસ્વાર
બન્યા'તા નકુળરાજ.
નગરે દીઠો નહોતો આવો અસવાર
બાજી ખેલવતો અશ્વશ્રેષ્ઠને.
ને ગોશાળારક્ષક સહદેવ ! "
" અનુચરશ્રેષ્ઠ ! યુધિષ્ઠિરરાજ ને દ્રૌપદી
લોકવાયકા છે કે સગાથે સેવતાં'તાં વનવાસ ! "
" મહારાજ ! ઋષિ કંક છે
ધર્માત્મા સત્યવાદી યુધિષ્ઠિરરાજ
ને સૈરંધ્રી દ્રૌપદી છે ! "

અને પછી...?
પાંડવોનાં ચાહન થયાં ને
વિરાટરાજે દીધા પ્રત્યુપકાર.

પાંચ પાંડવ અને
પિતા-પુત્ર વિરાટ ઊભા'તા
ને પાંડવ મહારાણી ને વિરાટ મહારાણી

એવે વદ્યા વિરાટરાજ વેણ:
" યુધિષ્ઠિરરાજ ! નોક રાખી ઉપકૃત કરી
બહુબહુ કીધા છે ઉપકાર
આપ પાંડવભ્રાતના શૌર્યે
પ્રત્યુપકાર કરું કેમ ?
પણ આપ ગુણજ્ઞને વિનતિ છે એક
કે પાર્થ ધનુર્ધર ગાંડીવધારી
ઉપકૃત કરી સ્વીકારે મુજ કન્યા ! "

એ વેણલે પ્રસરી શાન્તિ
જે તૂટી અર્જુન-વેણલે:
" વિરાટરાજ ! ઉત્તરા છે મુજ શિષ્યા
પુત્રીભાવે દીધી છે વિદ્યા,
પિતા ન વરે પુત્રીને ! "

અને વીતી શાંત પળે
સુણાયાં દ્રૌપદી-વેણલાં:
" વિરાટરાજ ! પાર્થ ન વરે શિષ્યાને
પણ વરશે પાર્થની પુત્રજ્યોત ! "

અને......... ?
શું નિર્માણ થયાં ઉત્તરા ને
અભિમન્યુનાં લગ્ન !

( ૧૦૬ )

## વિરાટનગરે શ્રીકૃષ્ણ
## ને
## ઉત્તરા–અભિમન્યુ–લગ્ન

વિરાટનગરના આભે
ધરરરર...લીધા ઘુમ્મણિયા,

એક નહિ પણ બે–ચાર
સ્પષ્ટ ન દેખાતાં અજાણ વિમાને.
નર–નાર ઊભાં અટારીએ
ને અવકાશિકાએ ઊભા બાણાવળી
કે ઊડતા પંખીને વીંધે.

એવે વિરાટરાજ મહાલય અવકાશિકાની પા
પાર્શ્વે મેલ્યું ગાંડીવ મલકી.
" વિરાટરાજ ! દુશ્મન નથી પણ
આપ્તજન છે દ્વારિકેશ ! "
" શ્રીકૃષ્ણ……! "

એ વેણુલાના પ્રભાવ
પ્રત્યક્ષ થયા વિમાનઉતરણે.
પીળું પીતાંબર ને મોરમુકુટધારી
કિશોર અભિમન્યુ સંગાથે ઊતર્યા.
અને મામા ને ભાણુલાની જોડીની પ્રતિભાએ
આંજ્યો વિરાટ–રાજ્ય–પરિવાર.
ને સર્યાં મહારાણીમુખે વેણુલાઃ
" પુત્રી દઈ લીધો ભાસે છે પુત્ર ! "

અને દ્વારિકેશ ભેટયા વિરાટરાજને
ને પછી પાંચ પાંડવને.
" વિરાટરાજ ! વિરાટની પુત્રી
આજ વરશે પાર્થની પુત્રજ્યોતને ! "

પછી પ્રશ્ન્યા શ્રીકૃષ્ણે
સહદેવ જોશીને મલકામણેઃ
" શું કહે છે નક્ષત્ર તારા ગ્રહો ? "
" મહારાજ ! ભારતની રાજ્યધુરા
મહાભારત પછીયે ગ્રહશે
અભિમન્યુ ને ઉત્તરાના વંશજ ! "

એ વેણલે
કૃષ્ણ મલક્યા દ્રૌપદીમુખડેઃ
" કૃષ્ણા ! શું સત્ય ભાખે છે સહદેવ ? "
" કૃષ્ણ સખા ! ભાવિ અમિથ્યાનાં
જોશી પેખે સદાય પ્રમાણ ! "
" કૃષ્ણા ! અંતરનાં સમર્થન છે તુજનાં ! "
" કૃષ્ણ ! અંજનીજાયો નથી હું હનુમંત
કે હૃદય ચીરીને દાખવું,

પણ છું નારી-અવતાર
ને શપથ છે મુજને યુગ દ્વાપરનો
વદું જો બળતાં-સળતા વેણ.
હૃદય કહે છે કે
મહાભારતે રાજવંશાવળી ગવાશે
ઉત્તરા-અભિમન્યુની વંશજપોતની ! ''

અને...... ?

(૧૦૭)

## પાંડવોને માર્ગ–દર્શન
## ને
## દ્વારિકા–ગમન

અભિમન્યુ–ઉત્તરાના લગ્ને
વિરાટ ને પાંડુજાયાની ગ્રંથિનાં
હેતે સંધાણાં બંધન.
એને આશિષ્યાં મિત્રરાજનોએ.
પછી પાંડવની ભાવિ-વિચારણા
એક દિ' થઇ એકત્રિત રાજવીઓ મધ્યે.

એ હતો પ્રભાતનો પ્રહર ત્રીજો
પૂર્વેથી સવિતાનારાયણ
સાઠ અયનાંશેથી ફેંકતા'તા કિરણ
સભાખંડને તેજે અજવાળતા.

હકડેઠઠ જામી'તી કચેરી
રત્નજડિત ને સુવર્ણ આસનોએ
શોભતાં આભરણે ને રંગરંગ વસ્ત્રોએ

મહારથીઓ શોભંતા'તા રાજવીઓ સંગાથે,
આભ શોભતું જાણે નિર્મળ ગ્રહોએ.
ને ભાનુ શા શોભતા'તા મહીં
દ્વારિકેશ શ્રીકૃષ્ણચંદ્ર.
" રાજરાજનો ! ભારત ધરતીનું હૃદય
મુશ્કેલીથી લે છે શ્વાસોચ્છ્વાસ,
હૃદયને ખૂંદે છે પાપાત્માઓ ! "
" સત્ય છે કૃષ્ણરાજ ! "
એ ં પદ રાજવી વેણલાનાં
સમર્થન દીધાં વિરાટરાજે.
" દ્વારિકેશ ! ભારતભૂષણ છો આપ
ભારતીમાતાનાં કષ્ટ વિદારો ! "

અને મલક્યા સુણી દ્વારિકેશઃ
" રાજનો ! પાંડવ પાકયા છે ધરણીએ
સમર્થન દ્યો ને દ્યો સહાય
હળવી ફૂલ બનશે ભૂમિ.
સત્ય પુકારે છે પાંડવોનાં
કૌરવ–અસત્યના આચ્છાદનેથી ઢાંકયાં.
છળથી દીધી દ્યૂતે પરોસ્તતા
શકુનિએ યુધિષ્ઠિરરાજને,
ને સત્યના અંગાર સમા
પાંડવોએ સેવ્યો બાર વર્ષ વનવાસ.

ને દુસ્તર અજ્ઞાતવાસનું વર્ષ એક,
વિરાટ રાજન !
આપ રાજધાનીએ વિતાવ્યું !"
"સત્ય છે...સત્ય છે !"
સર્વસમ્મતિનાં સર્યા વેણ.
એ ઝીલી વદ્યા દ્વારિકેશઃ
"રાજનો ! જ્ઞાન ને ધર્મની વિનીતતાના
અધર્મ ને સ્વાર્થ લે છે લાભ.
દુર્યોધનની લોભલોલુપતાને
નથી રહી માઝાની સીમાંત.
પણ રાજનો
ધર્મ છે આપણુ મધ્યસ્થનો.
આપ ધર્મશીલ દેશો સમર્થન મુજને
કે ભારતની ધરણીએ
ન રેલે શોણિતસરિતા,
ને આવે કુસંપના અંત,
એ છે આપણું પ્રથમ કર્તવ્ય !"
કૃષ્ણ સૂચક દૃશ્યના લાગ્યા દોર
ભ્રાત બલભદ્રને શાંત મુખડે
ને એ ઝીલતાં સર્યાં બળદેવજીવેણઃ
"રાજનો ! હિતરૂપ બન્ને પક્ષી
ને વિગ્રહવિરોધક કૃષ્ણ-આદેશ
વિચારણીય ને પ્રજાહિતકારી છે.

પાઠવો દૂત ને પુછાવો;
ભીષ્મ, દ્રોણ ને વિદુર, કૃપાચાર્ય
અવશ્ય દેશે હિતે સમર્થન !"

બળરામજીવેણલાં
ઘૂમી રહ્યાં સભાએ પછી
યાદવશ્રર સાત્યકિએ ઝીલ્યાં:
" બળરામજી ! ક્ષમા કરજો મહાનુભાવ
જો જુદો પડું આપ સૂચનાએથી
ન પેખો આપ સમા સર્વેને
નિર્મળ નથી સારોયે સંસાર.
બહુયે દુર્યોધનને કીધાં
ભીષ્મ-વિદુરાદિએ સત્યવેણલાં
પણ ન ઝીલે નરાધમ પાત્ર કદી
ધર્મ-અમૃતની સત્ય ધાર.
**शठ प्रति शाठ्यं कुर्यात् ।** "
સાત્યકિવેણલે પ્રસર્યું મલકામણું
વૃદ્ધ દ્રુપદરાજન મુખડે:
" વીર ! નિઃસંશય છે તુજ વાત.
આવ્યાં છે દુર્યોધનવૃક્ષે
વેરનાં ઝારમાં ફળ !
ને ચંડાળચોકડીનાં વિષસિંચન
અંધ રાજ ધૃતરાષ્ટ્રની પ્રજ્ઞાચક્ષુક્યારીએ

અમૃત વૃક્ષ છોડ ઊગતાને બાળે છે ! "

પછી પ્રસરી લગીર શાંતિ
ને વદ્યા દૂરંદેશી દ્વારિકેશઃ
" રાજન્ ! સત્ય વદ્યા વેણ,
દૂતપ્રેષણ યોગ્ય છે હસ્તિનાપુરે;
પણ આવશ્યકતા છે કે
પાઠવો સંદેશ ભારતવર્ષે રાજનોને
ભાવિ યુદ્ધે સહાય દેવા પાંડવોને ! ".
વિચક્ષણ પુરુષ દ્વારિકેશની સૂચના
શિરોમાન્ય હતી સર્વને.
ને દૂત પાઠવ્યા
સંદેશ સંગાથે આપ્ત રાજનોને કે
ભાવિના યુદ્ધે દે સહાયતા
ને ઉજાળે પાંડવપક્ષ.

o o o

પછી પાઠવ્યા પુરોહિતજીને
દ્રુપદરાજને દઈને સૂચનઃ
" પુરોહિતજી ! વૃત્તસમ્પન્ન છો
ને છો જ્ઞાનસંપન્ન બ્રહ્મવર્ય.
યુગ દ્વાપરના ત્રુલાએ
એક છાબડે પાંડવ-કૌરવ યુદ્ધ છે
ને બીજી છાબે છે શાંતિ-સમાધાન ! "

સારાયે ભારતવર્ષના ક્ષત્રિયોનું
હિત છે આપને હાથ. "
" રાજન્ ! મુજની સર્વ શક્તિએ
પ્રયાસ કરીશ કુસંપ વિદારવાના.
ભારતની શાંતિએ
પરબ્રહ્મનીયે હશે આશિષ ! "

અને પુરોહિતજીએ ભર્યાં ડગ
ને પાર્થ પ્રત્યે મલકયા કૃષ્ણ
" મહારાજ ! શાં છે મર્મ મલકામણે ? "
" પાર્થ ! પરબ્રહ્મ મલકે છે
ઉપહાસ કરી માનવયત્ને કે
શું વિધાતાના વણકર્યા રહેશે લેખ ? "

અને......?
કૃષ્ણ પધારતા'તા દ્વારિકા
ને પુષ્પહાર પહેરાવ્યા વિરાટરાજને.
" દ્વારિકેશ ! આપે અવલંબે છે
ઉજ્જ્વળ ભાવિ પાંડુપુત્રોનું ! "
" રાજન્ ! ભૂમિ ભારતે અવલંબે છે ! "

અને કૃષ્ણરથ
પંથે પડયો દ્વારિકામારગડે.

(૧૦૮)

## રાજરાજેશ્વરી રુક્મિણીનાં મહેલે શ્રીકૃષ્ણ

સંધ્યાના રંગ ......
કયા વર્ણો ખીલ્યા'તા આજ ?
રાજરાણી રુક્મિણીના રંગમહેલે
અષ્ટ પટરાણીઓ કરતી'તી પ્રતીક્ષા
કે ક્યારે પધારે પ્રાણાધાર.

એવે ઝરૂખડેથી દીઠ્યું દશ્ય.
ડમરી ઊડતી'તી રથની
ને પવનવેગી દારુકહાંક્યા અશ્વ

સારાયે ભારતવર્ષના ક્ષત્રિયોનું
હિત છે આપને હાથ. ''
'' રાજન્ ! મુજની સર્વ શક્તિએ
પ્રયાસ કરીશ કુસંપ નિવારવાના.
ભારતની શાંતિએ
પરબ્રહ્મનીયે હશે આશિષ ! ''

અને પુરોહિતજીએ ભર્યાં ડગ
ને પાર્થ પ્રત્યે મલકયા કૃષ્ણ
'' મહારાજ ! શાં છે મર્મ મલકામણે ? ''
'' પાર્થ ! પરબ્રહ્મ મલકે છે
ઉપહાસ કરી માનવયત્ને કે
શું વિધાતાના વણુકુળ્યા રહેશે લેખ ? ''

અને......?
કૃષ્ણ પધારતા'તા દ્વારિકા
ને પુષ્પહાર પહેરાવ્યા વિરાટરાજને.
'' દ્વારિકેશ ! આપે અવલંબે છે
ઉજ્જવળ ભાવિ પાંડુપુત્રોનું ! ''
'' રાજન્ ! ભૂમિ ભારતે અવલંબે છે ! ''

અને કૃષ્ણરથ
પંથે પડયો દ્વારિકામારગડે.

## (૧૦૮)

## રાજરાજેશ્વરી રુક્મિણીનાં મહેલે શ્રીકૃષ્ણ

સંધ્યાના રંગ......
કયા વર્ણો ખીલ્યા'તા આજ ?
રાજરાણી રુક્મિણીના રંગમહેલે
અષ્ટ પટરાણીઓ કરતી'તી પ્રતીક્ષા
કે ક્યારે પધારે પ્રાણાધાર.

એવે ઝરૂખડેથી દીઠ્યું દશ્ય.
ડમરી ઊડતી'તી રથની
ને પવનવેગી દારુકહાંક્યા અશ્વ

સારાયે ભારતવર્ષના ક્ષત્રિયોનું
હિત છે આપને હાથ. "
" રાજન્ ! મુજની સર્વ શક્તિએ
પ્રયાસ કરીશ કુસંપ વિદારવાના.
ભારતની શાંતિએ
પરબ્રહ્મનીયે હશે આશિષ ! "

અને પુરોહિતજીએ ભર્યાં ડગ
ને પાર્થ પ્રત્યે મલક્યા કૃષ્ણ
" મહારાજ ! શાં છે મર્મ મલકામણે ! "
" પાર્થ ! પરબ્રહ્મ મલકે છે
ઉપહાસ કરી માનવયત્ને કે
શું વિધાતાના વણઉખ્યા રહેશે લેખ ? "

અને......?
કૃષ્ણ પધારતા'તા દ્વારિકા
ને પુષ્પહાર પહેરાવ્યા વિરાટરાજને.
" દ્વારિકેશ ! આપે અવલખે છે
ઉજ્જવળ ભાવિ પાંડુપુત્રોનું ! "
" રાજન્ ! ભૂમિ ભારતે અવલખે છે ! "

અને કૃષ્ણરથ
પંથે પડયો દ્વારિકામારગડે.

## ( ૧૦૮ )

## રાજરાજેશ્વરી રુક્મિણીનાં મહેલે શ્રીકૃષ્ણ

સંધ્યાના રંગ......
કયા વર્ણો ખીલ્યા'તા આજ ?
રાજરાણી રુક્મિણીના રંગમહેલે
અષ્ટ પટરાણીઓ કરતી'તી પ્રતીક્ષા
કે ક્યારે પધારે પ્રાણાધાર.

એવે ઝરૂખડેથી દીસ્યું દૃશ્ય.
ડમરી ઊડતી'તી રથની
ને પવનવેગી દારુકહાંકયા અશ્વ

હણહણાટ કરતા પ્રવેશ્યા નગરે.
પછી રાજમહાલયના પ્રવેશસોપાને
સત્કાર્યા અષ્ટ પટરાણીએ
રાજરાજેશ્વરીનાં વેણુલાં સંગાથે·
" મહારાજ ! વિમાનમાં પધાર્યા'તા તે
કેમ પધાર્યા રથે વિરાજી ? "

અને હાસ્યે મલકયા દ્વારિકેશ.
" દેવી ! સારથિ બનવાની મહાઇચ્છાએ
અરણ્યના વાંકાચૂંકા મારગડે
દારુક કનેથી લીધી'તી
હણહણતા અશ્વની રાશ
કે હાથ તો છે ને અશ્વવિદ્યા ? "

એ કૃષ્ણવેણુએ
કટાક્ષે મલકયાં સત્યભામારાણીઃ
" મહારાજ ! સોળ હજાર ને એક સો
ને અમ આઠ પટરાણીના વૃંદે
શું એકેલા હાંકી રથ
આણવી'તી કો' અનન્યાને ? "

અને હરયાં જાંબુવંતીવેણુલાંઃ
" બહેની ! રાજ તો છે લગ્ને લગ્ને કુંવારા ! "

## ( ૧૦૯ )

## એક પક્ષે અનાયુધ કૃષ્ણ ને બીજે પક્ષે યાદવ સેના

ભારતની શેતરંજે
ગોઠવાતા'તા યુદ્ધના વ્યૂહો.

કૌરવનાં કાળાં મહોરાં
ને પાંડવોનાં શ્વેત મહોરાં.
કોણ જીતશે બાજી ?

એ સમરયા હતી બન્ને પક્ષે.
સારાય ભારતરાજવીઓની પામી'તી સહાય
અને દ્વારિકેશ સહાય અર્થે
પાર્થ પધાર્યો,
ને દુર્યોધન હસ્તિનાપુરયુવરાજ.

પ્રવેશ્યા નગરકોટે,
મધ્યાહ્નનાં ભાનુતેજ
સારીયે સૃષ્ટિને કહેતાં'તાં કે
દિનચર્યાના વિરામ લ્યો ઘડીક
કરીને વામકુક્ષી
કે વધે જીવનપ્રવાહ.

અને શયનગૃહે
પોઢયા'તા ઘનશ્યામ
ને ગોરી રાણી રુક્મિણી

ઢોળતાં'તાં આછો આછો વીંઝણો.

એવે પ્રવેશી પરિચારિકા
છાની છાની ચૂપકી ચાલે
રુક્મિણીકર્ણે સુણાવતી ધીરાં વેણ:
" રાજરાજેશ્વરીજી ! હસ્તિનાપુરેથી પધાર્યા છે
મહારાજમિલને દુર્યોધન યુવરાજ ! "
" ભલે પધારે ! "

અને દીધા નેત્રઆવકાર
કરસંજ્ઞાએ સૂચવી આસન,
આવતા'તા જ્યાં સાગર અનિલ
સોનલ ઝરૂખડાની માંય.
પણ દુર્યોધન યુવરાજે
આસન સોહાવ્યું દ્વારિકેશ મરતક દીમણું
ખાલી કર્યું વીંઝણા ઢોળતીએ.

પોઢયા'તા દ્વારિકેશ
ને વીંઝણો હસનવિહોણો ગ્રહી
ઊભાં'તાં રાજરાજેશ્વરી

એવી ફરી આવી પરિચારિકા:
' રાજરાજેશ્વરીજી ! અર્જુનરાજ પધાર્યા છે
મહાજનના આદેશ-મિલને ! "
" ભલે પધારે ! " એ રુક્મિણીવેણુએ
પાર્થ પ્રવેશ્યો શયનખંડે
ને લીધું કૃષ્ણચરણાસન.

અનિલ વાતા'તા સાગરના
પણ નહીં રુક્મિણીદોલ્યા વીંઝણાના
અને નેત્ર ઊઘડ્યાં કમળનયનનાં
ને ચરણાસને દીઠો પાર્થને.
" અર્જુન ! સમાચાર વિના પધાર્યો,
શાં છે આગમનરહસ્ય ? "

આપે પાર્થ ઉત્તર ત્યેવે
એવે વદ્યા દુર્યોધન યુવરાજ
સમીપ આવી શિરઆસનેથી:
" મહારાજ ! પ્રણામ.
પાર્થ પહેલાં આવ્યો છું હું
આપ મહાનુભાવની યાચવા સહાય
વિમહે કૌરવજીતસમર્થને ! "

એ વેણુલે હસ્યા કૃષ્ણ:
" યુવરાજ ! પહેલો પેખ્યો પાર્થ;
વળી નાનેરાની પહેલી માગ,
આપ વયે છે પાર્થ બાળ
એક પક્ષે અનાયુધ હું કૃષ્ણ
ને બીજે છે નારાયણી સેના !"

એ કૃષ્ણવેણુલે
વિચારસાગર મઝધાર ડોલી
દુર્યોધનની ડગમગ નાવડી.
એવે વદ્યો પાર્થ વેણ:
" મહારાજ ! નારાયણી સેના પધારે કૌરવ પક્ષે,
અને અમ પક્ષે યાચું છું
અનાયુધ તોય અચ્યુત !"

એ અર્જુનમાગે
હર્ષ ઊમટ્યો દુર્યોધનનો
કે દશ લાખની મળી સેના.
પછી પ્રણામી ભર્યાં ડગ
અંતર્ગત વેરી હાસ્ય
અર્જુનની મૂર્ખતાને!

એવી ફરી આવી પરિચારિકા:
' રાજરાજેશ્વરીજી ! અર્જુનરાજ પધાર્યા છે
મહારાજના આદેશ-મિલને !"
" ભલે પધારે !" એ રુકિમણીવેણે
પાર્થ પ્રવેશ્યો શયનખંડે
ને લીધું કૃષ્ણચરણાસન.

અનિલ વાતા'તા સાગરના
પણ નહીં રુકિમણીઢોળ્યા વીંઝણાના
અને નેત્ર ઊઘડયાં કમળનયનનાં
ને ચરણાસને દીઠો પાર્થને.
" અર્જુન ! સમાચાર વિના પધાર્યો,
શાં છે આગમનરહસ્ય ?"

આપે પાર્થ ઉત્તર જેવે
એવે વદ્યા દુર્યોધન યુવરાજ
સમીપ આવી શિરઆસનેથી:
" મહારાજ ! પ્રણામ.
પાર્થ પહેલાં આવ્યો છું હું
આપ મહાનુભાવની યાચવા સહાય
વિગ્રહે કૌરવજીતસમર્થને !"

એ વેણુલે હરયા કૃષ્ણ:
" યુવરાજ ! પહેલો પેખ્યો પાર્થ;
વળી નાનેરાની પહેલી માગ,
આપ વયે છે પાર્થ બાળ
એક પક્ષે અનાયુધ હું કૃષ્ણ
ને બીજે છે નારાયણી સેના !"

એ કૃષ્ણવેણુલે
વિચારસાગર મજધાર ડોલી
દુર્યોધનની ડગમગ નાવડી.
એવે વદ્યો પાર્થ વેણ:
" મહારાજ ! નારાયણી સેના પધારે કૌરવ પક્ષે,
અને અમ પક્ષે યાચું છું
અનાયુધ તોય અચ્યુત ! "

એ અર્જુનમાગે
હર્ષ ઊમટયો દુર્યોધનનો
કે દશ લાખની મળી સેના.
પછી પ્રણામી ભર્યાં ડગ
અંતર્ગત વેરી હાસ્ય
અર્જુનની મૂર્ખતાને!

એ પીડેથી પારખ્યાં દ્વારિકેશઃ
" પાર્થ ! હસે છે હસ્તિનાપુર યુવરાજ
કે દશ લાખની નારાયણી સેના તજી
પાર્થ પામ્યો અનાયુધ કૃષ્ણ ! "
" મહારાજ ! ભાગ્યવંત માનું છું મુજને
કે અનાયુધ આપ રહેશો
નહિતર યશ ન વરત પાર્થને.
હવે જગત કહેશે કે
પાર્થે જીત્યો ભારતસંગ્રામ ! "

અને હસ્યા ધનંજયઃ
" મહારાજ ! પણ સારથિ બનશોને
હાંકવા જયરથ ? "
" અસ્તુ...... પાર્થ ! "

એ પીઠેથી પારખ્યાં દ્વારિકેશઃ
"પાર્થ ! હસે છે હસ્તિનાપુર યુવરાજ
કે દશ લાખની નારાયણી સેના તજી
પાર્થ પામ્યો અનાયુધ કૃષ્ણ !"
"મહારાજ ! ભાગ્યવંત માનું છું મુજને
કે અનાયુધ આપ રહેશો
નહિતર યશ ન વરત પાર્થને.
હવે જગત કહેશે કે
પાર્થે જીત્યો ભારતસંગ્રામ !"

અને હસ્યા ધનંજયઃ
"મહારાજ ! પણ સારથિ બનશોને
હાંકવા જયરથ ?"
"અસ્તુ...... પાર્થ !"

# યોગેશ્વર કૃષ્ણ "દ્વારિકેશ"માં આવેલા રાસના ઢાળ

| રાસ | પૃષ્ઠ | ઢાળ |
|---|---|---|
| હું તો ગઈ'તી વસંતને બાગ | ૫૮૬ | રાતું રાતું ગુલાબનું ફૂલ |
| સંદેશડા દેતા અધીર લજ્જામણી લજ્જાતણી રે | ૫૮૯ | પોઢો પોઢો ને મારા રામ |
| સખી પ્રણયની એ રાત | ૬૫૫ | આજે ઉત્સવ ફૂલડોલનો |
| રેવમાં આવ્યાં સખી આખી રાત | ૭૯૮ | પંચવટીને મંદિરે |
| સહિયર સાંભળ છાનેરી એક વાત | ૮૦૧ | મથુરામાં ખેલ ખેલી આવ્યો |

# યોગેશ્વર કૃષ્ણ "દ્વારિકેશ"માં આવેલા રાસના ઢાળ

| રાસ | પૃષ્ઠ | ઢાળ |
|---|---|---|
| હું તો ગઈ'તી વસંતને બાગ | ૫૮૬ | રાતું રાતું ગુલાબનું ફૂલ |
| સંદેશડા દેતા અધીર લજ્જામણી લજ્જાળી રે | ૫૮૯ | પોઢો પોઢો ને મારા રામ |
| સખી પ્રણયની એ રાત | ૬૫૫ | આજે ઉત્સવ ફૂલડોલનો |
| સ્વપ્નમાં આવ્યાં સખી આખી રાત | ૭૯૮- | પંચવટીને મંદિરે |
| સહિયર સાંભળ છાનેરી એક વાત | ૮૦૧ | મથુરામાં ખેલ ખેલી આવ્યાં |